# વિક્રમનું વેર.

## ( એક બોધક વાર્તા. )

અનુવાદક,

જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર.

મુ. ઉદાચ [ બીલીમોરા ]

ઈ. સ. ૧૯૧૫. વિ. સં. ૧૯૭૧.

પ્રથમાવૃત્તિ. પ્રતિ ૧૦૦૦.

પ્રકાશક,

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.

પ્રયોજક વાર્તાવારિધિ,

સરકીવાડ—અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં, શા. સોમાલાલ

મંગળદાસે છાપ્યું, પાંચકુવા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦—૪—૦.

# પ્રસ્તાવના.

સર્વોત્તમ ભોજન સામગ્રી તૈયાર હોવા છતાં જેમ તેમાં સબરસ અને મશાલાની અપેક્ષા તો રહે છે જ; તેમ શુષ્ક નીતિ—ઉપદેશ, તે ગમે તેવો ઉત્કૃષ્ટ હોવા છતાં ધારી અસર ઉત્પન્ન કરી શકતો નથી અને વખતે અફળ પણ જાય છે. આથી જેમ એક વ્યાધિગ્રસ્ત રોગીના દર્દ—દુઃખને દૂર કરનાર ઔષધ, સુખ આપનાર હોવાથી ઉત્તમ હોવા છતાં તે કડવું હોય તો રોગી કટાળે છે અને ખાતાં કે પીતાં અચકાય છે, તો તેને (ટેબ્લોઇડ) ગોળીના રૂપમાં કે શરબત સાથે મિશ્ર કરી સ્વાદિષ્ટ બનાવીને કુશળ વૈદ્ય આપે છે તેવીજ રીતે **શ્રી ભારતી ભક્ત મંડળે** નીતિસૂત્રોનો ઉપદેશ વાર્તા રસરૂપ શરબત સાથે મિશ્ર કરી જન સમાજને આપવાની ઉત્તમ યોજના યોજી, સરસ વાર્તાઓના મહાસાગરરૂપ **વાર્તાવારિધિ** માસિકને પ્રજા સમક્ષ મુક્યું છે.

આ વાર્તાવારિધિ રસદોહનથી પ્રકટતાં વાર્તારત્નોનો લાભ, તેના ગ્રાહક નથી એવા ઇતિર જનો પણ લે તેવા હેતુથી વાર્તાવારિધિ માસિકમાં એકવાર પ્રકટ થયેલી વાર્તા જ પુનઃ આ જુદા પુસ્તક રૂપમાં બહાર પાડવાની તક અમે લીધી છે.

આશા છે કે તે વાચકવર્ગને પ્રિય થઇ પડશે.

**પ્રકાશક.**




## પ્રકરણ ૧ લું,

### ક્ષિપ્રાના તીરપર.

ક્ષિપ્રા નદીના તીરપર વસેલી ઉજ્જયની નગરી, એ રાજા વિક્રમની રાજધાનીનું સ્થળ છે. આપણા કથાનકના સમયે આ નગરીનો અત્યંત ઉત્કર્ષ હતો. સર્વ હિંદુસ્થાનમાં એ કાળમાં વિક્રમાદીત્ય સરખો વૈભવશાળી અને પરાક્રમી રાજા બીજો કોઈ નહતો. આ વૈભવશાળી રાજાની રાજધાનીનું વર્ણન કેટલું કરવું? અત્યંત સુંદર, ઉત્કર્ષયુત, ભરતખંડના વ્યાપારનું કેંદ્ર-સ્થાન, અને સરસ્વતીનું નિવાસગૃહ-એ આ શહેરનું શબ્દચિત્ર ચિતરવું અશક્ય છે? માટે આપણે તે પડતુંજ મુકીશું.

વિક્રમાદીત્યનું નામ શ્રવણ કરતાંજ જેને તેની ઓળખ થતી નથી એવો કોઇ પણ હિંદવાસી છે શું? અત્યંત પ્રબળ હોવાને લીધે જેનું વિ-ક્રમ નામ સાર્થ થતું હતું, જેના તેજ વડે આદિત્યકુળ ઉજ્જવળ થયું હતું સ્વતઃવિદ્વાન હોવાથી જેને વિદ્વાનોની ચાહના હતી, જેની કીર્તિ આજ હજારો વર્ષો સુધી સૂર્યના તેજ પ્રમાણે અણુમાત્ર પણ કમી થઇ નથી, અને જેની વિદ્વત્તા જોઇને સર્વકાલના અને સર્વ દેશના લોકો આશ્ચર્ય ચકિત બની થક્ક થાય છે એવા તે અનેક શાસ્ત્રમાં પારંગત નવ વિદ્વાનોને જેણે સ્વા-શ્રયતળે રાખ્યા હતા, અને જેના આશ્રયથી તેમની વિદ્વત્તાનું ચીન થયું. કિંવા જેઓનાં સાનિધ્યને લીધે તેના દરબારને શોભા આવી, કીર્તિમાં વૃદ્ધિ થઇ, એવા અન્યોન્યાશ્રય નરોત્તમોને જોઇ કોને સકૌતુક અભિમાન ઉત્પન્ન થશે નહિં?

ક્ષિપ્રાના દક્ષિણ તીરે ક્વચિતજ મનુષ્યોની આવ જા થતી. પણ હાલ તો સૂર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યંત, કિંબહુના તે પછી સુદ્ધાં કેટલોક વખત

સુધી, ઉજ્જયનીના લોકોની એક સરખી વર્દળ શરૂ થઇ હતી. સ્ત્રી પુરૂષ, શ્રીમાન્ ગરીબ, એવા સર્વ સ્થિતિના અને દરજ્જાના લોક આ ભાગ તરફ આવતા જતા દૃષ્ટિગોચર થતા હતા. જે નૌકાવાળાઓને પહેલાં પરતીર પરના ખેડુતોનોજ આશ્રય હતો, તેઓને આ મંડળની લાવ આણુ કરવામાં એક ક્ષણુની પણુ ફુરસદ મળે નહિ એવું થયું, જેઓને માત્ર બેચાર આનાની પણુ પ્રાપ્તિ હતી નહિં તેઓ હવે પાંચ દશ રૂપિઆ કમાવા લાગ્યા. જ્યાં પગ રસ્તા વગર અન્ય માર્ગ નહતો, ત્યાં હવે રથ, ઘોડા, શિબિકા વગેરેની રાહદારી શરૂ થઇ. જ્યાં એકાદ મુસાફરને રસ્તો પુછવા એકાદ માણુસ મળવાની મારામાર પડતી, ત્યાંજ હવે રસ્તો મળવાની પંચાત પડવા લાગી ! હશે પણુ આવો સર્વતોપરી ફેર પડવાનું કારણુ શું હોવું જોઇએ વારૂ ?

વાચકવૃંદ ! ચાલો, આપણે પણુ એ ઉર્જ્જયનિવાસી જનો સાથે પરતીરપર જઇએ. તેઓની માફક આપણુને ખરચ કરવો નહિં પડે, નૌકામાં જગા મેળવવાની ખટપટ કરવી પડશે નહિં, કિંવા તેઓના જેટલો વખત પણુ ખોવાની જરૂર નથી. નળ રાજાના રથના વેગબદ્દલ આજદિન સુધી આપણે સાંભળતા હતા, પણુ તેને–તેનેજ શું, પ્રત્યક્ષ વાયુને પણુ પછાત પાડનાર મનોરથપર આરોહણુ કરીને આપણે પ્રત્યક્ષ સ્થલાંતર શિવાય ક્ષિપ્રાના દક્ષિણુ તીરપર જઇએ. જુઓ, આપણી ઇચ્છા થવાનોજ અવકાશ. આપણે ઇચ્છિત સ્થળે આવી પણુ પોંહોચ્યા ! આ આપણુને શું દેખાય છે ? એક નાની સરખી પર્ણકુટી જુઓ. તે તરફજ સર્વેનું જવાનું વળણુ દેખાય છે. પર્ણકુટિમાંની જગા પણુ કેટલી સંકોચિત છે ? માંય તોપણુ શું છે ? એક વેરાગી બેઠો છે અને તેનું દર્શન લઇ સાર્થકતા મેળવવા માટે સર્વેની ધડપડ અવ્યાહત ચાલુ છે.

આ જુઓ; એ પર્ણકુટીની અંદર મધ્યભાગે એક ધુણી સળગેલી છે. ચાર હાથ લાંબી એની ખાઇ કરી તેમાં ધુણી સળગાવી છે. સર્વ ખાડાભર નિખારા પ્રસૃત છે. પાસે બેસનારને આ ધુનીની ધગ સહન થઈ શકે નહિ; પણુ જુઓ આ વેરાગી, તે વસ્તેવપર દર્ભાસન પાથરીને આનંદથી બેઠો છે ! તેનું તે દર્ભાસન બળતું નથી, તેમજ તે અગ્નિથી તે વેરાગીને કિંચિત્ પણુ તાપ થતો નથી. ઇતરોને તાપ દેનારો અને સર્વ ભક્ષક અગ્નિ તેની આગળ માત્ર ગારોડીના મંત્રબદ્ધ સર્પ પ્રમાણે થંડ શાથી થયો ? એ સર્વે તેના

યોગ બળનો પ્રભાવ, બીજું શું !

આ યોગી થોડાજ દિવસ થયા અત્રે આવી રહ્યો હતો. એ કોણ ? ક્યાંનો અને યોગ સાધનને અનુકૂલ એવા ગિરિકંદરમાંથી અત્ર શા કારણથી રહેવા લાગ્યો, એ કોઇનેજ ખબર હતું નહિં. એક દિવસે એક ખેડુતના છોકરાને નજરે તે પડયો અને ત્યારથી ધીમેધીમે આ વાર્તા સર્વત્ર પ્રસિદ્ધ થઇ કોઇ કૌતુકથી, કોઇ આદરથી તો કોઇ ભાવવડે તેના દર્શનનો લાભ લેવા આવવા લાગ્યા અને તેથીજ અવાચિત આ ભાગમાંનો અલૌકિક ધરક જન્મ પામ્યો છે.

આ યોગી ઘણોજ વૃદ્ધ દેખાતો હતો. કમરે એક જાડું દોરડું અને ગુહ્યેંદ્રિય ઢાંકવા જેટલીજ એક ચિંધડીની લંગોટી માત્ર, એટલાંજ તેનાં અંગપરના ભૂષણો ! સર્વાંગ ભસ્મલિપ્ત છે. મસ્તકપર જટાભાર છે, કેશ શુભ્ર વર્ણ છે—પછી તે ભસ્મને લીધે તેવા દેખાય છે, અથવા—વાર્ધક્યથી ખરે-ખરેજ તેવા થયા છે એ ઠેરવવું મુશ્કેલ છે. તેના એક હાથમાં કુબડી છે અને તે દર્ભાસનપર ટેકેલી હોઇને તેના ઉપર સર્વાંગનો ભાર નાખેલો, જણાય છે. તેના બીજા હાથમાં રૂદ્રાક્ષમાળા છે. આ યોગી સમાધી ચઢાવી કે માળા ફેરવવાનું બંધ કરતો અને ઉતારી કે તે ફેરવતો. ઘણોખરો કોઇ સાથે બોલતો નથી. એક.દા સાથે કોઇ વાર બોલ્યો તો તે પોતાને કૃત-કૃત્ય માને છે. અનેક લોક, અનેક પ્રકારે નિજ નિજ યોગ્યતા પ્રમાણે તેને પૂજા અર્પણ કરે છે અને તે ફક્ત સ્વીકારદર્શક ડોક હલાવીને ગરીબોને તે સર્વ પદાર્થ વેહેંચો એમ કહે છે. કેટલાઓ કે તેનું શિષ્યત્વ સત્કરવાની ઇચ્છા દર્શાવી ત્યારે " એ માર્ગ અત્યંત કઠિન છે, તમે એ માર્ગે નહિં પડો " એમ તે તેઓને કહે છે અને તેથી બિચારા ઉત્સુકતાથી આવેલા નિરાશ થઇને પાછા જાય છે.

ત્યારે આ પાલખીમાં બેસીને કોણ આવ્યો ? તેના વેષ પરથી તો એ રાજાનો માન કરી અથવા કોઈ સરદાર હોવો જોઇએ, એમ લાગે છે. પાલખીમાંથી ઉતરતાં વારમાંજ સર્વે ભોઇઓને પાલખી પાછી લઇ જવાની આજ્ઞા કરીને— આ જુઓ, પોતાના એક માણસને દ્વાર પાસે ઉભો રાખીને પોતે યોગીની ઝુંપડીમાં જાય છે બારમાં એકત્ર થયલા સર્વે લોકોએ એને આવતો જોઇ બાજુએ ખસી માર્ગ ખુલ્લો કર્યો. એ આજ પેહેલાં પણ ઘણી વેળા ત્યાં આવ્યો હોવો જોઇએ. એ યોગીની એને લતજ લાગી હતી એમ દીસે છે.

નહીંતર એ વારંવાર તેના દર્શનાર્થ આવત નહીં !

એ સરદાર મધ્યમ વયનો હતો. તેની શરીરયષ્ટી સારી બાંધેસુદ હોઇને ઉંચાં વસ્ત્રોથી તેનું સર્વાંગ આચ્છાદિત છે. મસ્તકે બહુ મોલ મંદિલ બાંધ્યો છે અને ચેહેરો તેજસ્વી છે. નેત્રોમાં વિલક્ષણ તેજ ચમકે છે. એને ઐહિક વૈભવ અનુકૂલ છે, છતાં તેના મુખપર–ઉદાસીનતાની છાયા દગ્ગોચર થતી હોવાથી એને કાંઇપણ ભયંકર ચિંતા છે એ સહજ કળી આવે છે. અંદર જઇને યોગ્ય વંદન કરીને તે એક ખુણામાં બેઠો. અનેક લોક આવ્યા ગયા પણ તે પોતાના સ્થાનપરથી હાલતો નથી. બપોર થયા, સંધ્યાકાળ થયો, સૂર્યાસ્ત થઇને સર્વ સૃષ્ટિ અંધકારમય થઇ, તથાપિ એતો ત્યાંનો ત્યાંજ બેઠો છે ! તેની દૃષ્ટિ એક સરખી તે યોગી તરફ લાગેલી છે. આટલોબધો એ શાના વિચારમાં ગર્ક થયો હોવો જોઇએ ? એ યોગી પાસે એનું એવું કયું કામ હોવું જોઇએ ?

જેમ જેમ રાત્રી વધતી ગઇ તેમ તેમ તેની ચિંતા પણ વૃદ્ધિંગત થવા લાગી. ઝુંપડીમાં એક દીવો ધીમો ધીમો–બળતો હતો. લોકોની ગિર્દી હવે બિલકુલ કમી થઈ ગઈ. તો પણ એ કાંઇ પોતાની જગાપરથી હાલતો નથી. યોગી સાથે કાંઇ બોલવું એવો તેનો માનસ જણાય છે, બોલવુ કે નહિં, બોલવું તો કઇ રીતે બોલવું, યોગીને આપણા બોલવાથી રાગ તો નહીં આવે ? એવા અનેક વિચાર તેના મનમાં જન્મવા લાગ્યા. બોલવા માટે ઓઢે ફુરફુરે છે, શબ્દો ઓઠ સુધી આવે છે, પણ બહાર પડતા નથી–એવી તેની વિચિત્ર સ્થિતિ થઇ છે ! આટલી વાર સુધી યાં બેસીને, અહિં પ્રાપ્ત કરેલી એકાંત સ્થિતિ જવા દઇને, આવ્યા તેમજ પાછું જવું એમ એક વાર મનમાં આવ્યું પણ તે ક્ષણ માત્રજ ! જુઓ, તેણે મનનો નિશ્ચય કર્યો. જે થાય તે થાય, બોલવુંજ, એવો તેણે પૂર્ણ નિશ્ચય કર્યો. સાંભળો ! “મહારાજ !” એવી સગ્દદિત સ્વરથી તેણે યોગીમહારાજને હાંક મારી.

યોગીએ પોતાની દૃષ્ટિ તેના તરફ ફેરવી. પણ હવે તેના મુખમાંથી શબ્દ નિકળતા નથી ! તે આ ગાંડા સરખી સ્થિતિ યોગીના લક્ષમાં આવી. જુઓ, યોગીરાજ તેને કાંઇ પુછે છે. “બેટા તને એકાદ દુર્ધર ચિંતાએ ગ્રાસ્યો છે એ ક્યારનુંજ મારા ધ્યાનમાં આવ્યું છે. મારી સાથે કાંઈ બોલવું હોય તો તે ખુલ્લે મને બોલ. તને કાંઇ વ્યાધી હોય તો મને કહે. તને કોઇ પ્રબલ શત્રુએ ત્રાસ દીધો હોય તો કહે. મને સુઝશે તે હું ઉપાય તને

કહીશ. મનમાં કાંઇપણુ શંકા ધરીશ નહીં. ભયરહિત થા અને જે બોલવું હોય તે સ્પષ્ટ બોલ. !"

"મહારાજ! આપના આ આશ્વાસનથી મને બોલવાને ધીર આવી છે. આટલો વાર આપ સાથે કેવી રીતે બોલવું એજ મને વિચાર પડયો હતો. હું આજે આપ પાસે મારૂં મન ખુલ્લું કરનાર છું. હું આપને જે વાત કરનાર છું તે બહુજ ગુપ્ત છે."

"કાંઇ હરકત નહીં. તારી વાત ષટ્કર્ણે મુદ્દલ જનાર નથી, એ બદલ તુ બીલકુલ નિર્ધાસ્ત રહે. જે હશે તે મનમાં કોઈ પ્રકારનો સંશય ન રાખતાં મને કહે."

"મહારાજ! એક પ્રબલ શત્રુએ મારી અત્યંત-ભયંકર હાનિ કરી છે. તેણે મારી અકલંક કીર્તિપર ઘા મારીને મને નિષ્કારણુ કલંક લગાડ્યો છે. આ વાત મારા મનને રાત્રીદિવસ ખૂંચ્યા કરે છે. તે દુષ્ટનું વેર લેવું, એવી મારી ઇચ્છા છે; પરંતુ તે કેવી રીતે લેવું એ સુઝતું નથી. આપનું સામર્થ્ય અપાર છે, આપનું જ્ઞાન અગાધ છે, અને આપની બુદ્ધિ અનંત છે. માટે એનો ઉપાય કહો, એવી યાચના કરૂં છું. આપ વિશાલ હૃદયના છો તેથી, મારો અનાદર કરશો નહિં એવી આશા રાખીને હું આપને શરણુ આવ્યો છું. હવે મને માર્ગ સુઝાડી આ દુર્ધર ચિંતાનલમાંથી મુક્ત કરવો કિંવા તેમાંજ દગ્ધ થવા દેવો એ સર્વસ્વ આપનાજ હાથમાં છે!"

યોગી બોલ્યો—"બેટા! શરણાંગતને અભય દેવું એ હમારો ધર્મ છે; પરંતુ તું મને જે કાર્ય કહે છે, તેમાં તારાપર દયા કરવા જતાં બીજા એકાદ માણુસ પર સંકટ આવે છે. ત્યારે, તો બી અભય આપીને તારા શત્રુને તાપ આપવો, કે તેનું રક્ષણુ કરવા માટે તને હાલનીજ સ્થિતિમાં રાખવો, એ એક મારે માટે વિચારવા જોગ પ્રશ્ન છે! મને તો એમ લાગે છે કે, આ કામમાં મારી સલાહ લેવા કરતાં ઇશ્વર બુદ્ધિ આપે તેવી રીતે તું પોતાનું કામ પાર પાડ. અમારા સરખા વેરાગીને કોઇ શત્રુ નથી હમોને જેવો તું તેવુંજ સર્વ જગત્ મિત્રવત્જ છે. પછી મારે એકના રક્ષણુ માટે બીજાનો ઘાત કરવો યોગ્ય છે કે એ તું જ કહે?"

"આપની આગળ હું પામર શું બોલું! આ જગમાં મારો કોઇ રક્ષિત નથી. આપનું દર્શન થયું છે, ત્યારે કાંઇક પણુ ઉપાય કહીને મારા મનનું શાંત્વન કરશો, એવી આશા મારા મનમાં ઉત્પન્ન થઇ. પણુ તે નિષ્ફલ

કરશો, ત્યારે આ જગતમાં કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી. જગમાંના સર્વે-તરેહના સુખદુઃખનો મેં અનુભવ લીધો છે. સર્વે તરેહનાં ઐશ્વર્યો મેં ઉપભોગ્યાં છે. મને હવે બીજી કોઇ પણ આશા રહી નથી. આજપર્યંત મારા શત્રુનું વેર લેવાની ફક્ત એકજ ઇચ્છાપર મારૂં જીવિત અવલંબિત છે—આપે તે પણ મારો આશા તંતુ તોડી નાંખ્યો ! હવે મૃત્યુની વાટ જોતાંજ ક્યાં તો પણ શેષ દિવસો કહાડવા જોઇએ બીજું શું ? ”

યોગી કહે છે. ‘ અરે બેટા ! આમ એકદમ નિરાશ કેમ થાય છે ? શત્રુનું વેર લીધાથી જ જો તારી મલિન કીર્તિ પુનઃ કલંકરહિત થતી હોય તો તું તારો વિચાર છોડીશ નહિં, પણ મને તેમાં ગુંથિશ નહીં, એટલુંજ મારૂં કહેવું છે. ”

“ પણ મહારાજ ! આપની સલાહ શિવાય એ કાર્ય થવું અશક્ય છે. ! ”

યોગી ગંભીર મુદ્રા કરીને પુછે છે—“વારૂ તારો એવો શત્રુ કોણ ? ”

આ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપ યોગીના કાનમાં કાંઇ ફુડફુડયો. યોગીના મુખપર વિલક્ષણ આશ્ચર્ય ઝળકવા લાગ્યું. તે કહે છે—“ખરેજ કે ? તેણે તારો એવો કયો અપરાધ કર્યો છે, તેતો કહે. આ કાંઈ ચમત્કારિક પ્રકરણ દેખાય છે. ”

“ મહારાજ ! આપ મારી સર્વ વાત સાંભળો, એટલે પછી આપને આશ્ચર્ય લાગશે નહિં.”

“ઠીક છે, કહે તારી વાત.”

સરદારે ધીમે ધીમે કોઇને ન સંભળાય એવી રીતે હલકા સાદે પોતાને કહેવાનું હતું તે કહ્યા પછી તેની અત્યંત વિનવણી કરી. યોગીએ તેને મદદ કરવાનું કબુલ કર્યું. શત્રુનું વેર લેવા કારણે પોતાનાં સર્વસ્વપર પાણી છોડવાને સરદાર તૈયાર થયો. યોગીએ કહ્યું—“ મનને ફાવે તે વાત કરવા તું તૈયાર છે ? અત્યંત પ્રિય વસ્તુનું પાણી છોડીશ ? ”

“ આ વેર આગળ મને અન્ય કશાની પણ મહત્તા નથી ! આપની આજ્ઞા બહાર જરાએ ચાલીશ નહીં, એ માટે આપનાજ ચરણપંકજના સોગંદ લઉં છું ! ”

યોગીએ તેના કાનમાં કાંઇ કહ્યું. તે સાંભળતાં વારમાંજ તેનાપર રોમાંચ ખડાં થયાં ! આપણે ભયતાજ કામમાં હાથ નાંખ્યો, એવું તેના મનમાં થયાનું તેની મુખમુદ્રાપરથી સ્પષ્ટ દેખાય છે. યોગી કહે છે ‘કેમ હવે કેમ

ગભરાય છે ? મનમાન્યું કરવાના અને સર્વસ્વપર પાણી છોડવાના સમ જે તેં હમણાંજ લીધા તે શું વિસરી ગયો ?"

"નહિં, સમ વિસર્યો નથી ! મોહને લીધે હું ગભરાયો. આપના શબ્દાનુસાર અનુવર્તવા હું તૈયાર છું !"

"જા ત્યારે હવે. સોગંદ વિસરીસ નહિં. કાર્ય છોડીશ નહિં. તારે હવે એ કાર્ય પુરૂં કરવુંજ જોઇએ."

"જેવી આપની આજ્ઞા."

"ઠરાવ પ્રમાણે આવતી અમાસને દિવસ પ્રહર રાત્રે તારા છોકરાને લેતો આવજે. વિસરીસ નહિં–વખત ટાળતો નહિં. નહિં તો બધું ફોક ! જો ધ્યાન રાખજે–નિર્ધાસ્ત રહેજે–તારૂં કાર્ય પાર પડશે, એ બાબત બીલકુલ ભય રાખતો નહિં."

"આપની આજ્ઞાનુસાર કરીશ."

યોગીને નમસ્કાર કરીને સરદાર પાછો પર્ણકુટીના દ્વાર પાસે આવ્યો.

ત્યાં પોતાના આજ્ઞાધાર સેવકને જોઇ તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ કે રખેને એણે અમારૂં ભાષણ સાંભળ્યું હોય. અને તે એકદમ અચકી ગયો. પણ વળી, તરતજ તેની કાળજી દૂર થયાનું દેખાયું–પોતે આવ્યો તો પણ સેવકને સ્વસ્થ નિદ્રિસ્થ પડેલો જોઇને, સરદારનું ભય દૂર થયું. તેણે હુજર્યાને ઉઠાડ્યો અને બન્ને શેહેર તરફ જવા નીકળ્યા.

શું આ હુજર્યો ખરેખરજ નિદ્રિસ્થ હતો ? કે તેણે એવો ઢોંગ કરીનેજ ધણીનો અને યોગીનો સંવાદ સાંભળ્યો. અને સાંભળ્યો હોય તોપણ શું થયું ? ન્હાના બી માંજ મોટું વૃક્ષ ગુપ્ત રહે છે !

એ બન્નેને જતા જોઇને યોગીને સમાધાન થયું. તે જુઓ, તેની મુદ્રા પ્રફુલ્લિત થઇ. તે પોતેજ પોતાને હસે છે, અને દાઢીપરથી હાથ ફેરવતો પોતેજ બબડે છે કે—"કેવો સારો વિલક્ષણ યોગાયોગ મળી આવ્યો ! દૈવ અનુકૂલ હોય એટલે સર્વ કાંઇ અનુકૂલ થાય તે આમ ! શત્રુના ઘરપર અગ્નિ તો મૂક્યો–ભડકો કેવો થાય છે તેજ હવે જોવાનું છે. બે બેટાની કુસ્તીમાં મારી ઘુંદ પોંદ થઇ, નહિં કે થયું !"

યોગીના આ સંદિગ્ધ વાક્યનો શું વારૂ અર્થ હોવો જોઇએ ?

# પ્રકરણ ૨ જું.

## પદચ્યુત પ્રધાન.

રાજા ગમે તેટલો વીર્યશાલી થયો, તો પણ તેના શત્રુઓ હોય છે, તેથીજ તેનું તેજ જગની દૃષ્ટોત્પત્તીમાં આવે છે એમ કહું તોપણ ચાલશે કે એ શત્રુ જ એ વીર રત્નોના શાણ છે—તેને લીધેજ તેઓનું તેજ ઝાંકે છે. કસ વગર કિંમત નહિં ! એજ નિયમ પ્રમાણે રાજા વિક્રમને પણ શત્રુ હતા. તેનું રાજ્ય અપાર હતું, તેની શક્તિ સર્વોપર દાબ બેસાડનારી હતી, તો પણ સ્વસામર્થ્યાનુસાર–પ્રતિબંધ કરનારા પ્રતિસ્પર્ધી તેના હતા. ઉજ્જયનીને ઉત્તરે હિમાચળનાં પગથીઆં આગળ તેનો એક માંડલિક હતો. તેને વિક્રમની સાર્વભૌમ સત્તા માન્ય હોવાના પુરાવા દાખલ કાંઇ રકમ-ખંડણી, આપવી પડતી; પરંતુ એ તેને મોટું અપમાનકારક લાગતું. આ અપમાનકારક સ્થિતિમાંથી છુટવાનો તેણે વિચાર કર્યો. સેનાની શકય તેટલી તૈયારી કરીને એક વર્ષ ખંડણી આપવાનું ના કહ્યું. વિક્રમ આગળ પોતાના કેટલોક નિભાવ લાગશે એ બદલ તેને શંકા હતી. એમ નહિ; પરંતુ એકવારનો સોક્ષ અથવા મોક્ષ કરી લઇ સ્વતંત્ર થવું અથવા તો સમરપર રણદેવતાને પોતાનો બલી અર્પીને આ અપમાનસ્પદ સ્થિતીમાંથી છુટવું, એવો આ માની પુરૂષે નિશ્ચય કર્યો. તેના આ નિશ્ચયથી વિક્રમ રાજાને પોતાનું અપમાન થયલું લાગીને તેણે યુદ્ધની તૈયારી કરી. યુદ્ધ ઘણાક દિવસ ચાલ્યું. આ યુદ્ધનો છેવટ વિક્રમને અનુકૂળ થયો, એ જુદું કહેવાની આવસ્યકતા નથી. વિક્રમે તેનું રાજ પોતાના રાજ સાથે જોડયું.

હે અભિમાન ! તુ છે તો બી કેવો ? તું નયનોને દેખાતો નથી, તો પણ તારી ઓળખ અને કલ્પના સર્વેને છે. એકાદ છોકરાંને સુદ્ધાં, દોડતાં પડવાથી, તે પડવાના દુઃખ કરતાં લોકોએ જોયાનું દુઃખ અધિક લાગે છે ! ન્હાનાથી તે મ્હોટા સુધી તેં કોને છોડયો છે ? તને સર્વસ્વની આહુતી આપવાને જે તૈયાર થાય છે, તે તારી અપ્રત્યક્ષ મૂર્તિની કલ્પના પણ કેવી રીતે કરવાની ! સર્વને અત્યંત પ્રિય જે પ્રાણ, તે પણ તારી કૃપાદૃષ્ટિ આગળ તૃણવત્ લાગે છે. તારે માટેજ વિક્રમે લડાઇ કરીને અનેક નરવી-

રોના પ્રાણ રણદેવીને અર્પણ કર્યા. વિક્રમેજ શું? પણ તેની અગાઉ પણ અનેક વર્ષથી અત્યાર સુધીમાં તારે માટે ખૂન, મારામારીઓ અને લડાઇઓ કરીને પોતાનું જોર પાણી પ્રમાણે વાપર્યું છે! અને એ સ્થિતિ જગતના અંતપર્યંત એવીજ અવ્યાહત કાયમ રહેવાની એ સ્પષ્ટ જણાય છે! એવા અનંત, સર્વાંતર્યામી અને સર્વ શક્તિમાન દેવસ્વરૂપ અભિમાન તને નમન હજો!

નૂતન સંપાદિત રાજ્યમાંની જનતાને શાંત કરવાને પ્રમુખ માણસોની જરૂર છે. જુના કરતાં નવીન રાજ્ય સુખદાયી કરીને તેમાંના લોકોને જુની સ્થિતી યાદ ન આવે એ માટે ખૂબ ખબરદારી લેવી પડે છે. એવા એ અત્યંત કઠિન કામપર વિક્રમે ગત પ્રકરણમાં વાંચકોને જાણ કરેલા સરદારની યોજના કરી હતી આ સરદાર વિક્રમનો માજી પ્રધાન થાય. તેનેજ આ જોખમની કામગિરી સોંપીને વિક્રમે તેની મદદ માટે એક સેનાપતી સસૈન્ય આપ્યો હતો. આ બન્નેની આ નવીન પ્રાંતપર યોજના થઇ, આ પ્રધાન વિક્રમના દરબારમાં બહુજ મુત્સદ્દી અને ડાહ્યો ગણાતો હતો. આ નૂતન કામગિરિપર તેની યોજના થયાથી તેણે થોડાજ દિવસમાં પોતાનું કાર્ય પાર પાડયું. સર્વત્ર શાંતતા વર્તવા લાગી. લોક વિક્રમાદિત્યને માન દેવા લાગ્યા, અને સર્વત્ર તેના નામનો જય જયકાર સંભળાવા લાગ્યો.

પરંતુ લોભ ઘણોજ ખરાબ છે. તે મનુષ્યના હાથથી શું શું કરાવશે, તેનો નિયમ નથી. આ પ્રધાનના મનમાં લોભ ઉત્પન્ન થયો. સર્વત્ર શાંતના થઇ, અને તે પણ આપણેજ હાથે, એ જોતાંજ આ પ્રધાનના મનમાં લોભ જન્મ્યો. લોકની આપણાપર શ્રદ્ધા બેઠી છે, તેનો ફાયદો લેવો એવું મનમાં આવ્યુ. આપણે આગેવાન થઇને કાર્ય કરવું અને તેનો ઉપભોગ રાજાએ લેવો એની તેને ઇર્ષા થઇ. તેણે ધીમે ધીમે પોતાના મિત્રમંડળને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન શરૂ કર્યો અને તેમાં તેને યશહિ આવવા લાગ્યું. મુખ્ય અડચણ સેનાપતિની હતી. હળવેજ તેણે તેના મનમાં પણ પોતાનો વિષમંત્ર ફૂંક્યો, પણ તેને રૂચ્યો નહિ—પરંતુ તે હુશિયાર હોવાને લીધે ત્યાંની પરિસ્થિતિ જાણી ઉઘડ વિરોધ કરવામાં ફાયદો નથી એ તેના લક્ષમાં આવ્યું, અને કાંઇ તો પણ યુક્તિ પ્રયુક્તિથી તેનો બેત સાધ્ય ન થવા દેવાનો તેણે નિશ્ચય કર્યો.

સેનાપતીએ ત્યાંની એકંદર પરિસ્થિતી કહીને પ્રધાનનો ત્યાં સ્વતંત્ર

થવાનો વિચાર રાજાને કહ્યો, અને તેનો કાંઇ તોપણ જલદીજ ઉપાય યોજ-વાને વિક્રમને વિનંતિ કરી. આ સર્વ કાર્ય તેણે એટલા ગુપ્તપણાથી કર્યું કે પ્રધાનને તેનો સંશય સુદ્ધાં આવવા દીધો નહીં. પ્રધાન માત્ર પોતાનું ઉદ્દિષ્ટ સાધવા માંજ ગુંથાયો હતો. આપણે કપટ કરીએ છીએ, પોતાના ધણી સાથે બેઇમાની કરીએ છીએ, એનો વિચારહિ તેને સ્પર્શ કરી શક્યો નહિ. પોતે કામમાં નિષ્ફળ નિવડ્યા તો તેનું પરિણામ શું આવશે, અને અવસ્થાથી થશે તેની શંકા પણ આવી નહિં.

રાજાને કાને આ વાર્તા આવતાંજ આ વાતનો પત્તો લાગ્યો છે, એવી પ્રધાનને શંકા ન આવવા દેતાં તેને પાછો ઉજ્જયની તેડયો. ઉઘાડું વેર શરૂ ન થયું હોવાને લીધે પ્રધાને પાછું જવાની તૈયારી કરી. તે ઉજ્જયની પોંહચ્યા પછી રાજાએ સેનાપતીના કહેવાતા સત્યત્વ બદલ ઘણી બારીક તપાસ કરી. તેમાં તેનું સત્યત્વ જણાયુંજ; પણ જોઇએ તેટલો પુરાવો મળ્યો નહિં; વાસ્તે અને એ પ્રધાનની પૂર્વેની કામગિરી લક્ષમાં લઇને અને તેજ પ્રમાણે તેના તરફથી આપણી પ્રત્યક્ષ હાની ન થયાથી તેણે તેની માત્ર ભર દરબારમાં નિર્ભર્ત્સના કીધી અને તેને કામપરથી દૂર કર્યો. એને એટલીજ શિક્ષા બસ છે, એમ તેને લાગ્યું પણ એથી પોતાનો એક ગુપ્ત શત્રુ ઉત્પન્ન કરીએ છીએ, એ તેના ધ્યાનમાં કેમ આવ્યું નહિં એ આશ્ચર્યની વાત છે ! તેણે સાપનું મોઢું ન છુંદતાં ફક્ત તેની પુછડી પરજ પગ દઇ તેને જવા દીધો !

પ્રધાન પણ થયલા અપમાનનું વેર કેમ લેવું એ વિચારમાંજ રાત દિવસ ગાળતો હતો. તેને આ વાત પૂરી ઉંઘ પણ આવવા દેતી નહિં. પણ શું કરે ! તેને ઉપાય સૂઝે નહિં

એવા વિચારમાં ઘણા દિવસ વહિ ગયા. છેલ્લે, ગત પ્રકરણમાં થયલી વાત મળી આવી. આ હકિકતપરથી વિક્રમ એજ ગત પ્રકરણમાંનો પદચ્યુત પ્રધાનનો પ્રબલ શત્રુ છે એ વાચકના લક્ષમાં આવ્યું હશેજ.

યોગીની આજ્ઞા લઇને પ્રધાન નિકળ્યો અને હોડીની વાટ જોતો નદી તીરપર પોતાના સેવક સહ ઉભો રહ્યો. આ વેળા બે પ્રહર રાત્રિ ગઇ હતી સર્વત્ર અંધકાર પ્રસર્યો હતો. આંખોમાં આંગળી ઘાલતાં પણ દેખાય નહિં, એટલો નિબિડ અંધકાર ચારે દિશામાં થયો હતો. પ્રધાનના નામની અવ-સ્થા પણ એજ રીતની થઇ હતી. તેના મનમાં યોગીની આજ્ઞા પ્રમાણે કરવું કે નહિં એનો વિચાર ચાલ્યો જતો હતો. તેના મનઃપટપર સર્વત્ર અંધકાર

પસર્યો હતો. આ વખતે રાત્ર ઘણીજ ગઇ છે. તેજ પ્રમાણે પોતાના શત્રુના વેરની કૃષ્ણ છાયાએ તેની મનોભૂમિપર લાંબુ આક્રમણ કર્યું હતું એવા અંધકારમાં પોતે પોતાને જોવું પણ કઠિન થયું હતું; તેજ પ્રમાણે વેરના કૃષ્ણ વિચારમાં અખડાયાથી તેને સ્વતઃનું પણ ભાન રહ્યું નહતું; સારાંશ સૃષ્ટિ પ્રમાણેજ તેની મનોભૂમિની આ સમયે અવસ્થા થઇ હતી.

પણ મોહે તેને છોડયો નહિ. પુત્રપ્રેમ અને વેર લેવાની પ્રબલ ઇચ્છા એઓનું તેની મનોભૂમિપર દ્વંદ યુદ્ધ શરૂ થયું ઉભય પ્રબલવીર, એકવાર એકની ચઢાવી તો બીજીવાર બીજાનો જય એવી એક સરખી તેઓની ધુમશ્ચકી શરૂ થઇ. કોણ જીતશે તે કહી શકાય નહિ! પણ એક કોઇનો તે પણ વિજય થયા શિવાય આ યુદ્ધ બંધ થનાર નથી.

"શું ? પુત્રવધ ! અને તે વળી મારે હાથથી ? હરહર ! એ કરતાં આ દુષ્ટ વિચાર છોડવો એ ઠીક. મારો એકનો એક પુત્ર, અને તેનો મારા દુષ્ટ હેતુની સિદ્ધિ માટે દેવીને બલી અર્પુ ? કેટલું ઘોર કૃત્ય ! એમ થયા વગર મેં આજ સુધી મેં મારા જીવ સાથે પાળેલા વિચારોની સિદ્ધિ થવાની નથી. એમ યોગીરાજે કહ્યું. હવે કરૂં તો પણ શું ? વ્યર્થ જીવિત થઇને મરૂં ? નહિં ! જવા દો, શત્રુ છુટી જવા દો, પણ આપણા આ હાથથી પુત્રવધ નહિં જોઇએ ! પણ કેમ ? એક ગયો તો બીજો થશે ! ભ્રષ્ટ પ્રતિજ્ઞા થઇને હું રૈરવ નરકમાં જાઉ કે શું ? નહિં ! યોગીમહારાજનાં વચનો ખોટાં કરૂં નહિં ! શિવાય, તેને દેવીને બલિ દાધો તો તે પિતૃ કર્ત્તાર્થે પતન પામવાથી દેવલોક જશે નહિં શું ? દેવી ચંડિકા ખાસ ખાસ પોતાના ભક્તમાં અંતર પડવા દેશે નહિં ! બસ-ઠર્યો, નિશ્ચય વેર તો લેવુંજ જોઇએ, પુત્રસ્નેહ દૂર કરીને આ કાર્ય કરવુંજ જોઇએ ! ! ! શત્રુનું વેર અને પુત્રનો સ્વર્ગવાસ એ બન્ને વાતો જો એકદમ સધાય છે, તો પછી હુંતો બી આવું ભિત્રા જેવું શું કરૂ છું ? હે મન ! હવે અન્ય વિચારોને તુ થારોજ દે નહિં ! સર્વત્ર, સર્વદા અને સર્વથા વેરના વિચારોનેજ તારી પાસે નિ- વાસ કરવા દે ! ! "

આવા પ્રકારના વિચાર કરતો તે ઉભો છે, એટલામાં નૌકા આવી. તે બન્ને તેમાં બેઠા કે નૌકા ચાલુ થઇ. તુરત પૂર્વ તરફ ચંદ્રોદય થયો. સૃષ્ટિ ધવલ વસ્ત્ર પરિધાન કરીને હાસ્ય મુખ દાસવા લાગી. વૃક્ષાવલી અને નિકટ પર્વત શ્રેણીની પ્રસૃત છાંયા તેના મુક્ત કેશ પ્રમાણે ભાસી. અત્યાર

સુધીની માર્ગ વિમૂઢ મંડળીને માર્ગ દીસવા લાગ્યો. નદીનો પ્રવાહ કૌમુદી પ્રકાશથી રજતના ઓઘ સરખો લાગ્યો. તે ઉપરના તરંગ જોઇને મનમાં આનંદના રંગરંગના તરંગ ઉચ્છૃંખલન પામ્યા. શીતલ અને શાન્ત વાયુ સાથે મન પણ આનંદથી ઝોકા ખાવા લાગ્યું. એની આ સૃષ્ટિ શોભા જોઇ આપણા પ્રધાનના મનમાં પણ આ પરિસ્થિતિનુરૂપ વિચાર આવવા લાગ્યા. અત્યાર સુધી મનમાં વૃદ્ધિંગત થયલું વિચારોનું બંડ શાંત થયું. તેના વિચાર સ્થિર થયા. યોગીના શબ્દોપરનો તેનો વિશ્વાસ દ્રઢ થવા લાગ્યો. હવે તેને પોતાનો માર્ગ સ્પષ્ટ દેખાવા લાગ્યો. તોપણ સૃષ્ટિસામ્ય સાથે હજી માત્ર એક વાતમાં વિરોધ હતો. સૃષ્ટિ શુભ્ર વર્ણ થઇ હતી : તેનાથી સર્વેને સુખ અને આનન્દ થતો હતો, પરંતુ તેના વિચાર–પરહૈતિક તત્પર વિક્રમાદિત્યનો નાશ કરીને અને પોતાના પુત્રનો નાશ કરીને લોકોને તાપ દેનારા હતા !

નૌકા પેલે તીરે પહોંચી. પ્રધાન અને તેનો હજુરી નૌકામાંથી ઉતરી ઘર તરફ વળ્યા. તે વખતે નગરીમાં સર્વત્ર શાંત હતું. સર્વ નગરવાસી નિદ્રાસુખમાં નિમગ્ન હતા. પણ અમારા પ્રધાનજીનુ મન માત્ર શાંત નહોતું. નદીપરના શાંત વાયુથી તેમના મનને શાંતિ મળી હતી પણ તે ક્ષણવારનીજ ! તેના અને માનસિક શાંતિના હવે સદાને માટે છુટા છેડા થયા હતા. દુષ્ટ વિચાર અને શાંતિનો એકત્ર વાસો થવો અશક્ય, તો તેનામાં ક્યાંથી થાય ? ઘરનો વિચાર તેના મનમાં આવતાં વાર વિચારતરંગો પાછા ઉંચકાયા, "આપણે વિચારો ઠરાવ્યો ખરો, પણ આપણો પુત્ર અને પત્ની આ દુષ્ટ હેતુને શી રીતે અનુકૂળ થશે ?" અત્યાર સુધીમાં આ વિચારે તેને સ્પર્શ સુદ્ધાં કર્યો ન્હોતો. "આપણે તૈયાર થયા પણ, મરણ કોને પ્રિય લાગે ? તો મારો શબ્દ કેવી રીતે ખરો થાય અને વેર લેવાય ? અરેરે ! હું તદ્દન છેતરાઈ ગયો ! પત્નીપુત્રનો મત લીધા વગરજ યોગીને કબુલત આપી એ મેં મૂર્ખાઇજ કરી કહેવાયની ? હવે શું કરવું ? તેઓનો વિચાર લીધો હત તોયે શું ? મારો માર્ગ ઘણોજ વિકટ છે ! ! "

આ વિચાર ત્હેના મનમાં આવ્યા કે તેની કમ્મર લૂલી થઈ ગઇ. આગળ ડગલું ભીડી શક્યો નહિ. પાછા જઇને યોગી આગળ પોતાનું મૂર્ખપણું કબુલ કરવું અને યોગીની ક્ષમા માગવી–એવા હેતુથી તે પાછો જવા નિકળ્યો. પણ નહિઃ, એ કેવો વિચાર! આવડો રચેલો વ્યૂહ અને આવેલી તક ગુમાવવી એ પણ મૂર્ખાઇજ કહેવાયની. ગમે તે એક મૂર્ખાઇ તો

ઠરવાનીજ. ત્યારે કીધેલ મૂર્ખાઇજ શું ખરાબ ? યુક્તિ યુક્તિએ પુત્રનું મન મનાવ્યું એટલે થયું. મ્હારે હાથે દુષ્ટ વિક્રમાદિત્યનું શાસન થવું એવીજ ઇશ્વરની ઇચ્છા દેખાય છે નહિ તો આ યોગીનો મ્હારી સાથે મેળાપ ક્યાંથી થાત ? હું નિમિત્તમાત્ર છું. અને યદાકદાચિત્ પુત્ર મ્હારા મતને મળતો નજ થયો, તો તેને છેતરીને હું મ્હારૂં કાર્ય પાર પાડીશ ! આ કપટ વ્યૂહમાં હું આટલે દૂર આવ્યા પછી શું હું પાછો વળું ? ગમે તેમ થાઓ, હવે પાછો ફરીશ નહિં. પત્નીને વિનંતિ કરીશ, આશા દેખાડીશ, વિનવીશ, પગે પણ પડીશ! એટલેથી પણ જો તે માનશે નહિ, તો તેને પડતીજ રાખીશ ! થોડી વાર શોક કરશે અને આપો આપજ ભુલી જશે એટલે શાંત થશે. મ્હને ગાળભેળ કરશે—ભલે બચારી દે ! મ્હારે હવે શું એક બેનીજ ગાળો સાંભળવી છે કે, તેની મારે દરકાર રાખવી ! કાર્ય સધાયું એટલે બસ, બીજાં કંઇની મને દરકાર નથી ! એવા પ્રકારના વિચાર કરતો તે ઘેર આવી પહોંચ્યો.

અત્યાર સુધી પ્રધાન સાથે ગુપચુપ ચાલતો હજુરીઓ શાંત દેખાતો હતો. તેના મનમાં કંઇકિ સહજજ વિચાર ચાલ્યા હતા, કિંવા તેને યોગીની ઝુંપડી-માંનો સંવાદજ સંભળાયો હતો ? મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ પ્રમાણે ગુહ્ય વાત કાન દઇને સાંભળવાની કામગિરી તેણે પણ બજાવી હતી. પરંતુ તે ચાણાક્ષ હોવાથી તેણે નિદ્રાનું ઢોંગ કરીને પોતાના ધણીને વહેમ પડવા દીધો નહિં. આખો સંવાદ તેને સંભળાયો ન્હોતો, તથાપિ જેટલો તેણે સાંભળ્યો હતો, તેટલા ઉપરથી આપણા રાજાની વિરુદ્ધ એના બેત ચાલેલા છે અને એનાં કૃત્યનું પરિણામ આપણા રાજાના નાશનું કારણ થનાર છે; એ તેણે જાણી લીધું હતું. શિવાય, અમાસને દિવસે પ્રહર રાત્રે યોગીએ પ્રધાનને પાછો બોલાવ્યો હતો, તે ઉપરથી તેમનાં ગુપ્ત કૃત્યનો તેજ દિવસ હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ ! આપણો રાજાનો નાશ થશે, અને તે વળી પોતાના ધણીને હાથે થનાર છે એમ તેણે જ્યારે જાણ્યું ત્યારે એ કલ્પનાજ તેને અસહ્ય થઇ પડી અને ધણીપર પણ અત્યંત ગુસ્સો ચઢયો. પરંતુ ઉતાવળ કરવી નહિ, એવો તેણે પુખ્ત વિચાર કીધો. આપણા ધણીપર સંકટ ન આણતાં રાજાનો બચાવ શી રીતે કરવો એ ઉપાય ત્હેને સુઝયો નહિ. તે ઉપરથી જોકે શાન્ત દેખાતો હતો, અને પ્રધાનની વાંસે વાંસે ચાલતો હતો, તો પણ તેનું મન વિચારમાં નિમગ્ન હતું. છેલ્લે તે કંઇક નિશ્ચયપર આવ્યાનું જણાયું. ઘેર જઇ તે પોતાની સુવાની જગાપર

ગયો—પોતાની પથારી પાથરી તેપર બેઠો, અને પોતા સાથેજ બબડ્યો—"બસ !—આમજ કરવું જોઇએ ! કાલેજ નોકરી છોડવી. આવા દુષ્ટ શેઠનું અન્ન ખાઇને શરીર પોષવા કરતાં મરણ શું ખરાબ ? અને આ વાત મ્હારે હર પ્રયત્ને રાજા સાહબને કહેવી જોઇએ. મ્હારૂં કર્તવ્ય મ્હારે બજાવવું જોઇએ, પછી આગળ વ્યવસ્થા તે કરી લેશે. દેવને બધાંની કાળજી છે, તેજ મારી આ કાળજી દૂર કરશે. રાજકાર્ય કરવુંજ જાઇએ ! નોકરીમાં રહીને ખબર આપવી એતો ધણી સાથે બેઇમાન કર્યા થયા કહેવાય: તેના કરતાં નોકરી છોડવી એજ સારૂં ! વિષવૃક્ષને ફળ આવવા દેવામાં ફાયદો નથી ! રોપો હોય ત્યાંજ ઉખેડી નાંખવો જોઇએ ! હે ઇશ્વર ! આ કેવી દુનિયા ? શું એમાં શત્રુ વગર બીજી કોઇ વસ્તુજ નથી ? રાજા આ દુષ્ટોનો શત્રુ, તો આ મારો દુષ્ટ ધણી તેનો શત્રુ ! અને હું આ વ્યૂહની ખબર રાજાને આપીશ એટલે એ મ્હારો શત્રુ ! મ્હારો પણ આ દુનિઆમાં કોઈ શત્રુ હશેજ ? હોય બિચારો ! જગતના નિયમ માટે ચિન્તા શું કામ ? હે દયાસિન્ધુ ! મ્હારી આ કામગિરી ત્હારે ત્યાં રજુ થવા દે ! હે કૃપાઘન ! આ દીન પતિતપર તારી છાયા સદા રહેવાદે, એજ મ્હારી વિનંતિ છે !"

આવી રીતે ઇશ સ્મરણ કરતો, અને મનનો નિશ્ચય કરી તે નિદ્રાને આધીન થયો.

---

## પ્રકરણ ૩ જું.

### ગોષ્પ્ય કે ગોપ્યસ્ફોટ !

રજવાડાના પાર્શ્વભાગે 'વિહારવાટિકા' નામનો એક ન્હાનો સરખો પણ રાજા વિક્રમનો પ્રિય અને માનીતો બગીચો હતો. કંઈ કામ ન હોય ત્યારે રાજા ત્યાં બેસી પોતાના મનનું રંજન કરતો હતો. બાગની ચારે દિશાએ ચાર વાવો હતી, અને તેમાંનું પાણી કોસો વડે ઝાડોને પુગાડવામાં આવતું હતું. ઉભારમાંથી વહેતુ સ્વચ્છ પાણી જોઈ મનને અત્યંત આનન્દ થતો. એ બગીચામાં એક આમ્ર—વૃક્ષ નીચે બેસવા માટે એક શીલાસ્થલ બાંધવામાં આવ્યું હતું.

સ્હવારનો વખત હતો. સહસ્ત્રરશ્મી—સૂર્યનારાયણ હમણાંજ ઉદયાચલપર આવ્યો હતો. ત્હેનાં રક્તવર્ણ કિરણો ઉંચાં ઉંચાં વૃક્ષોપર પડવાથી જાણે તેમનાપર સુવર્ણરસની વૃષ્ટિ થતી હોય, એવો ભાસ થતો. અત્યાર સુધી

નિદ્રાદેવિને આધીન થયેલો પ્રાણિવર્ગ જાગૃત થઇને પોતપોતાના વ્યવસાયમાં પ્રવૃત્ત થયલો હોવાથી સર્વત્ર જીવનકલા દેખાતી હતી. નિદ્રાને લીધે સર્વ શ્રમ પરિહાર થઇને દરેક પ્રાણી ઉત્સાહપૂર્ણ દેખાતું હતું. સર્વત્ર આનન્દ પ્રસરી રહ્યો હતો. એવે સમયે એકાદ દુઃખી માણસને પણ પોતાના દુઃખથી વિસ્મૃતિ થવીજ જોઇએ. તો આ 'વિહારવાટિકા'માં જો કોઇ આવે તો તેને ખચિત આનન્દ થવોજ જોઇએ. એમ હોવા છતાં, મનની અસ્વસ્થતા હરણ કરનાર આ રમણીય વખતે અને સુરમ્ય 'વિહારવાટિકા'માં આમ્ર-વૃક્ષ તળે શીલા સ્થાનપર બેસીને સ્હામેથી મંદમંદ વહેનાર નિઝર તરફ જોતો બેઠેલો વિક્રમ રાજા આમ ચિંતાતુર કેમ વારૂ દેખાય છે? તે કંઇ પણ વિચાર કરતો હોવો જોઇએ, અને પાસે કોઇ ન હોવાથી પોતેજ કંઇ બબડયા કરે છે.

"આ સ્વપ્નનો અર્થ શું હોવો જોઇએ? પ્રત્યક્ષ યમ આવ્યો તોપણ હું બીહું એવો નથી! તો આ સ્વપ્ન સૃષ્ટિમાંના મારાઓને જોઇ હું વારૂ કેમ બીધો? રાત્રીના ચતુર્થ પ્રહરમાં પડેલાં સ્વપ્નાનું ફળ થોડા વખતમાંજ મળે છે એમ કહેવાય છે; તો શું મ્હારૂં મરણ સમીપ આવ્યું હશે? અહા! તેનું કેટલું વિકાળ સ્વરૂપ! સર્વાંગ કાળાં વસ્ત્રોથી આચ્છાદિત હતું! હાથમાં એક નગ્ન કરાલ કરવાલ (તરવાર) મારી ગરદનપર તે મૂકે છે એટલામાં બીકથી મેં એક બૂમ મારી અને એકદમ જાગૃત થયો. આંખો ઉઘાડી જોઉં છું, તો, મ્હારા ઓરડામાં કોઇ નહોતું, અને એ બધું સ્વપ્નું જાણ્યા પછી મ્હારા બ્હીકણુ સ્વભાવ માટે મ્હને પોતાનેજ હસવું આવ્યું! એ સ્વપ્ન ખરૂં, પણ એ શું સૂચવે છે? એ સ્વપ્નું જોયા પછી મ્હારૂં મન ઘણુંજ અસ્વસ્થ રહે છે. મ્હારૂં મરણ ખરેખરજ પાસે આવ્યુ હશે? અને તે આવા ગુપ્ત મારાઓને હાથે! વરાહમિહિર જ્યોતિષીને આ સ્વપ્નું કહી એનું ફળ પુછવું જોઇએ, અને એનાં ઉપશમન માટે પણ યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. તપ્ત હૃદયને શાંતિ આપવા માટે હું આ વિહારવાટિકામાં આવીને બેઠો, પણ શું ઉપયોગ? બાહ્યોપચારની માનસિક વ્યથાપર કેવી રીતે અસર થાય? આ સ્વપ્નાની શાંતિની વ્યવસ્થા મ્હારે સત્વરજ કરવી જોઇએ; ત્યાં સુધી મ્હારાં મનને સ્વસ્થતા બિલકુલ મળનાર નથી."

આવી રીતે વિચાર પોતાના મન સાથેજ કરતો રાજા ચિંતા મગ્ન સ્થિતિમાં બેઠો છે, એટલામાં કોઇનાં આવવાનાં ત્હેને પગલાં સંભળાયાં. કોણ આવ્યું એમ જોવા માટે તેણે ડોક ઊંચી કીધી ત્યારે આપાદ મસ્તક શુભ્ર પોશાક પહેરેલો એક ભવ્ય પુરૂષ પોતા પાસે આવી

ઉભેલો ત્હેણે જોયો. એ કોણ, ત્યાં શું કરવા આવ્યો, અને ક્યારે આવ્યો, એમાંનું તે કશું જાણી શક્યો નહિ. આ પુરૂષ વિક્રમની સ્હામે ઉભો રહી તેની સ્હામે એકાગ્ર દૃષ્ટિથી જોયા કરતો હતો. રાજાએ ડોક ઊંચી કરતાં વાર તેણે રાજાને મજરો કીધો. તેનો સ્વીકાર કરીને રાજા બોલ્યો—" તું કોણ છે ? અને શું કામ આવ્યો છે ? "

તે પુરૂષ બોલ્યો, " હું આપના માજી પ્રધાનજીનો એક હજુરી હોઇ આપની પાસે કંઇ ગુપ્ત કામસર આવ્યો છું. "

'ગુપ્ત કામ' એ શબ્દ સાંભળીને વિક્રમને પોતાનાં સ્વપ્નાંનું સ્મરણ થયું, અને એજ આપણો શત્રુ કે શું એવો તેને શક થયો. પરંતુ તે પ્રકટ ન કરતાં--રાજા બોલ્યો, " કિયું કામ ? "

" હું આપને એક અતિ મહત્વની પણ ગુપ્ત ખબર કહેવા માટે આવ્યો છું. "

" એવી કઇ ખબર છે ? જલદીથી કહે. "

રાજાની આજ્ઞા થયેથી પોતે પરવાનગી વગર વાટિકામાં આવ્યો માટે ક્ષમા માગી તેણે યોગીની ઝુંપડીમાં સાંભળેલી બધી વાત રાજાને કહી. તે સાંભળી રાજાને આશ્ચર્ય લાગ્યું, અને વીરોત્તંસ પ્રધાનપર ગુસ્સે થયો. એ ગુસ્સામાં ને ગુસ્સામાં એકદમ ત્હેનો પ્રાણ લેવાના વિચારે અને તેના બધા બેત ઠેકાણેજ જ્યાંને ત્યાં રાખવાના હેતુએ એકદમ " તરવાર " એવી ગર્જના કીધી. તે સાંભળી તે પુરૂષ બોલ્યો—" મહારાજા ! આટલી ઉતાવળ ? પ્રધાનજીને આ ખબર આપને મળ્યાનું બીલકુલ જાણ પડયું નથી. તે આપને નિર્ધાસ્ત રહમજીને સ્વસ્થ છે. તે ગમે ત્યારે પણ હાથમાં આવશે. "

તે પુરૂષના આ શબ્દો સાંભળી રાજા શુદ્ધિમાં આવ્યો. પછી તેણે " અમાસ ક્યારે ? " એવો પ્રશ્ન કર્યો. તે પુરૂષે " આજેજ અમાસ. " એવો જવાબ આપ્યો. તે સાંભળી રાજાએ 'તેને' ઠીક છે કહી જવાની પરવાનગી આપી.

જતા પહેલાં તે પુરૂષે પોતાના ધણીની ગુપ્ત વાત શામાટે કહી એ કહીને પોતે પ્રધાનની નોકરીમાંથી ફારેગ થયાનું પણ જણાવી દીધું. " હવે પછી સેવકને હાથે આપના ચરણની સેવા થવી, " એવી તેણે પોતાની ઇચ્છા દર્શાવી વિક્રમે તેને " કાલે પાછો આવજે. " એમ કહી રજા આપી.

તે ગયા પછી તેના શબ્દોપર કેટલે અંશે વિશ્વાસ રાખવો એ માટે

રાજાને શંકા થઈ. પણ રાત્રીનાં સ્વપ્નાં સાથે એનો ઘણોજ પડતાળો હોવાથી તેના શબ્દોપર ધીમે ધીમે વિશ્વાસ બેસવા લાગ્યો. પણ પોતે પોતાની ખાત્રી કરી લીધા શીવાય કંઇ પણ કરવું નહિ, એવો નિશ્ચય કરી, આજે યોગીની ઝુંપડીમાં શો પ્રકાર થાય છે તે જોવા માટે મધરાતે જવાનો નિશ્ચય કર્યો. આ પોતાનો વિચાર તેણે કોઇને પણ જણાવ્યો નહિ. પોતે શું થાય છે તે પ્રત્યક્ષ જોયા પછીજ પ્રધાનને શાસન કરવું એવો મન સાથે ઠામ વિચાર કરી તે બાગમાંથી ઉઠી રજવાડામાં જવા નિકળ્યો. હવે સૂર્ય ઘણોજ ઉંચે આવ્યો હતો અને વિક્રમનું મન પ્રધાન, યોગી અને તેમનો વ્યુહ એનાજ વિચારમાં મગ્ન હતું. તેને એકવાર રાત ક્યારે પડે અને આ બધી વાતનો નિકાલ ક્યારે આવે, એનીજ ઉત્કંઠા થઇ રહી હતી.

રોજના કાર્યક્રમમાં દિવસ ઉગ્યો ક્યારે અને આથમ્યો ક્યારે એની સુદ્ધાંત જેને ખબર પડતી નહિ તેજ વિક્રમને, અતિ ઉત્સુકતાને લીધે આજ નો દિવસ કેમે કર્યે પુરો થાય નહિ? દિવસ હમેશના ક્રમ પ્રમાણેજ જતો હતો. પણ રાજાને પોતાની માનસિક સ્થિતિને લીધે ઘણોજ લાંબો લાગતો હતો. બપોર થયા, સાંજ થઇ, અન્ધારૂ થયું એક ઘડી રાત થઇ ત્યારે વિક્રમરાજા યોગીની ઝુંપડી તરફ જવાની તૈયારી કરવા લાગ્યો.

અમાસની રાત! અંધારૂં કહે મારી વાત! કાળાં કૃત્યોને અને અન્ધકારને ઘણુંજ સામ્ય છે! આપણાં અંધારાંમાં કરેલાં દુષ્ટ કર્મો કોઇને ખબર નજ પડે એમ સમજી દુષ્ટ લોકો પોતાનાં દુષ્ટ કૃત્યો આવા અન્ધારા માંજ કરે છે. ગરીબ બિચારા! એ લોકો મનની સમજુત કરીને પોતાનેજ ફસવી લે છે. લોકોનાં દૃષ્ટિ પંથમાંથી તેમનાં ગુહ્ય કૃત્યો છુટશે, પરંતુ ઇશ્વર આગળ તે કદિપણુ ગુહ્ય રહી શકનાર નથી! પરંતુ આ વિચાર તેમને સ્પર્શ સુદ્ધાં કરી શકતો નથી. તેઓ ધારે છે કે લોકોએ ન જાણ્યું એટલે બસ્સ! થોડા સમય માટે એ દુષ્ટ લોકોની આ દુનિયામાં ચલતી આપણે ભલે જોઇએ. અપિ આપણે પણ છેતરાઇયે છિયે! દુષ્ટ કૃત્યો કરનારાઓનું જો સારૂં ચાલે, અને સારે રસ્તે ચાલનારાઓને જો દુઃખ વેઠવું પડે, તો આપણે પણ સન્માર્ગે ચાલવાની શું કામ કાળજી લીધી જોઇએ? દુષ્ટ કૃત્યો કરવામાં શું હરકત છે? કોઇ પણ ન જાણે એવી રીત્યે એવાં કૃત્યો પાર પડે એટલે બસ્સ, એવો આપણુને મોહ ઉત્પન્ન થાય છે. પરંતુ જરા બારીક નિરીક્ષણ કર્યા પછી આપણા ધ્યાનમાં સહજ આવે છે કે, એ માત્ર ભ્રમ છે; આપણાં સારાં નરતાં કર્મો માટે આપણુને તેનું ફળ ભોગવવુંજ પડે છે;

દુષ્ટોનો વૈભવ ક્ષણિક છે. અને ઇશ્વરનો ભય રાખી સન્માર્ગે ચાલનારાઓનોજ અન્તે વિજય છે, એની આપણને તુરત પ્રતીતિ થાય છે. રંગભૂમિપર રાજાની ભૂમિકા લેનારને યદિ સેવકની ભૂમિકા લેનાર વાંકો વળી મજરો કરે છે, તથાપિ પડદા પાછળ રંગભૂમિપરનો સેવક તે ધણી અને રાજા તે સેવક હોય છે, એ ખરી સ્થિતિ આપણને કયાં ખબર હોય છે? રંગભૂમિપરના દેખાવો જોઇને આપણે છેતરાઇએ છિયે. પણ રંગભૂમિપરનો વૈભવ ક્ષણિક હોઇને, ખરી સ્થિતિ એથી તદ્દન વિરૂદ્ધ છે એ સત્ય સ્થિતિ આપણા ધ્યાનમાં બિલકુલ આવતી નથી. સંસાર એ રંગભૂમિ હોઇને આપણ સર્વ તે પરનાં પાત્રો છિયે. આપણે આપણાં કૃત્યો પ્રમાણે આપણી ખરી સ્થિતિ તૈયાર કરીયે છિયે, એવું જે કેટલાક કવિઓ કહે છે તે શું યથાર્થ નથી?

વિક્રમાદિત્ય ગુપ્ત રીતે યોગીની ઝુંપડી આગળ આવી પહોંચ્યો. કોઇને પણ ખબર ન આપતાં આ વખતે કાળાં રંગિત કપડાંવડે પોતાનું સર્વાંગ ઢાંકીને એકલોજ ત્યાં બાજુએ આવીને ઉભો હતો. તેણે પોતા સાથે ફક્ત એક તરવાર રાખી હતી, અને તે પરજ પોતાનાં સંરક્ષણનો સઘળો બોજો નાંખ્યો હતો. સ્વસ્થ રીતે ઉભો રહી, ઝુંપડીની અન્દર શું ચાલે છે તેનું તે ગુપ્ત રીતે, એકાગ્ર મને અવલોકન કરતો હતો.

અંદર યોગી દર્ભાસનપર બેઠો હતો, પરંતુ હમણાં તેનું સ્વરૂપ પહેલાંના જેવું શાન્ત નહોતું. ઘણુંજ ઉગ્ર હતું. તેનો જટાભાર પહેલાંના જેવો બાંધેલો નહોતો. તરતનુંજ સ્નાન કર્યું હોવાથી પોતાની પીઠપર છુટો મૂક્યો હતો. સર્વાંગ ભસ્મથી લેપિત હોઇ, છાતીપર, મનગઠપર, દંડપર શીંદુરના પટ્ટા તાણ્યા હતા. કપાળપર શીંદુરનો આડો ચાંલ્લો કર્યો હતો, અને તેમાં કાજળનો ત્રિપુંડ કાઢયો હતો. તેની આંખ્યો લાલ ભડક દેખાતી હતી તેના એક હાથમાં કુમડી અને હાથમાં રૂદ્રાક્ષમાળાને બદલે એક શીંદુર ચર્ચિત ત્રિશુળ હતું. તેની સામે થોડાં અંતરપર શીંદુરવર્ણ એક અષ્ટભુજા દેવિની મૂર્તિ માંડી હતી. વીરોત્તંસ પ્રધાન તેની સામે બેઠો હતો, અને દેવિ આગળ એક નરબલિનું સબ પડેલું હતું. શું એજ તેનો એકનો એક છોકરો હતો? હર! હર! માણુસ શું ન કરે? સ્વાર્થ માટે પ્રત્યક્ષ પેટના છોકરાનો સુદ્ધાં જીવ લેવા માણુસ આઘુપાછું જોતો નથી! માયા અને મમતાને દુર સુદુર ઝુંકાવી દે છે! આટલો નિષ્ઠુર થનારો આ લ્હેનો બાપજ કે? હા! સ્વણિકમ

પ્રમાણે કહીયે તો એજ તેનો બાપ ! પણ કૃતિપરથી માનિયે તો એ તેનો કાળજ કહેવાય ! વીરોત્તંસ થોડી વાર યોગી આગળ હાથ જોડી બેઠા પછી યોગીએ પોતાનાં હાથમાંનુ ત્રિશુળ જોરથી જમીનમાં ખુપસ્યું અને મુખથી કંઇક બબડયો. શબ્દ કોઇથી સંભળાય એવા ન્હોતા, અને કદાચ સંભળાયા હોત તોયે તેનો અર્થબોધ થતે કે નહિ એનો સંશયજ હતો ! બડબડ પૂરી થયે સ્હામેનાં તબકમાંથી એક ફુલ અને એક બિલ્વપત્ર ઉપાડી વીરોત્તંસના હાથમાં આપ્યું અને તેને તે ફુલ દેવિના મસ્તકપર મૂકી પછી ત્યાં પડેલા શબની છાતીપર વીરાસનવાળી બેસી તે બિલ્વપત્ર શબનાં મુખમાં ઘાલવા કહ્યું. તે પ્રમાણે કરવા વીરોત્તંસ યોગી આગળ આવી ઉભો રહયો.

આ વખતે પ્રધાન પણ સ્નાન કરીને આવ્યો હતો. કમર ફરતે વીટાળેલા ભીનાં ધોતિયા સિવાય ત્હેના અંગપર બીજું વસ્ત્ર નહોતું. ત્હેના મસ્તકપર પણ શીંદુર અને કાજળના ત્રિપુંડના પટ્ટા હતા એકંદર રીતે રૌદ્ર કર્માનુકૂલ રૌદ્ર વેષથીજ યોગી અને તેનો શિષ્ય વર્તતા હતા.

યોગીની આજ્ઞા પ્રમાણે પ્રધાને તે પુષ્પ દેવિના મસ્તકપર ચઢાવ્યું અને તે પુત્રના શબપર વીરાસન વાળીને બેઠો. પોતાનેજ હાથે પોતાના પુત્રનો તેણે જીવ લીધો હતો ખરો, પણ તેના નિર્જીવ મુખમંડળ તરફ જોતાં વેંત ત્હેની આંખો અશ્રુથી ભરાઇ આવી. યોગીનું તેના તરફ લક્ષ્ય હતુંજ. "શોક કરીશ અથવા અશ્રુબિન્દુ જમીનપર પડવા દઇશ તો ત્હારી બધી ખટપટ વ્યર્થ જશે !" એવી તેણે ધમકી આપી કે પ્રધાને દુઃખનો ઉભરો પાછો માંહ્યનો માંહ્ય દબાવી દીધો, અને આંખોમાંનું પાણી હાથવડે લૂછી નાંખ્યું. એકાદ પાષાણ હૃદયી તટસ્થને પણ આ પ્રસંગ જોઇ કંઇ કંઇ થઇ આવ્યું હોત. ત્યારે આ તો તેનો બાપ જ ! ગમે તેટલો નિષ્ઠુર હોય તોપણ શું થયું ? યોગીએ કહ્યું "મોડું નહિ કર ! ચાલ આટોપ !"

યોગીની આજ્ઞા થતાં વાર પ્રધાને તે બિલ્વપત્ર શબના મુખમાં ઘાલ્યું, અને દેવિ તરફ એકાગ્ર દૃષ્ટિએ જોતો તે ક્ષણવાર સ્તબ્ધ ઉભો. પછી યોગીએ તેને શબથી દૂર થવા કહ્યું. તે દૂર થયો એટલે યોગી શબ પાસે ગયો. એક પગપર ઉભો રહી હાથ જોડી અને આંખો મીંચી તે દેવિ આગળ ઉભો રહ્યો. તેના હાલનારા હોઠોપરથી તે કંઈ બોલતો હોય એમ જણાયું. પરંતુ શબ્દધ્વનિ સંભળાયો નહિ. પછી તેણે આંખો ઉઘાડી અને પોતાની કુબડી શબના મુખપરથી ઉતારી જમીનપર અફાળી અને "બોલ!" એવું તે જોરથી બોલ્યો. શબના હોઠ હાલવા લાગ્યા. યોગી અને તેનો શિષ્ય લક્ષ્ય

પૂર્વક સાંભળવા લાગ્યા, પરંતુ શબનાં મુખમાંથી શબ્દોચ્ચાર થયો નહિ. ત્યારે યોગી પાછો પોતાના અગ્નિકુંડમાંના આસનપર જઈ બેઠો. તેણે પૂરેલું ત્રિશૂળ ખેંચી કાઢયું, અને પોતા સાથે કંઇ ગણગણી પાછું જમીનમાં દાટયું. પછી એક પુષ્પ અને એક બિલ્વપત્ર શિષ્યના હાથમાં આપી પૂર્વવત્ કરવા કહ્યું. પછી પોતે શબ પાસે આવીને ઉભો રહ્યો, અને પહેલાંની માફક પાછી સર્વ કૃતિઓ કરીને શબને "બોલ!" એમ કહી આજ્ઞા કીધી. પહેલાંની પેઠે તેના ઓઠ હાલ્યા, પણ શબ્દ સંભળાયા નહિ. ત્યારે ઉપરોક્ત ક્રિયા તેણે ફરીથી કીધી, અને "બોલ! ધભરા નહિ! સ્પષ્ટ બોલ!" એવી શબને પાછી એકવાર આજ્ઞા કીધી. તોપણ શબ બોલ્યું નહિ. ત્યારે યોગી શિષ્ય-પ્રતિ બોલ્યો—" જો, આ બોલવા ઇચ્છે છે, પણ અશક્ય છે. એનું કારણ શું હોવું જોઇએ ? "

આ બધી ક્રિયાઓ વિક્રમ લક્ષ્ય લગાવી જોતો હતો. તે પોતે ગુપ્ત રીતે ઉભો રહ્યો છે, એ બીલકુલ ખબર પડવા દીધું નહિ. આગળ શું થાવ છે તે તરફજ તેનું લક્ષ્ય હતું. પરંતુ યોગીને આપણને અનિષ્ટ એવી કોઇપણ વ્યક્તિ આપણી ક્રિયા ચોરીથી જુએ છે, એવો શક આવ્યો. તેના શિષ્યને તો, છોકરા જેવો છોકરો ગયો અને કાર્યસિદ્ધિ પણ થતી નથી એવું જોઇ ઘણુંજ ખરાબ લાગ્યુ. અને એ વાત યોગીના પણ લક્ષ્યબ્હાર નહોતી. તેણે ત્હેને કહ્યું, " બેટા! ગભરાઇશ નહિ. આ બલિ બોલતો નથી તેનું કારણ આપણી કંઇ ભુલ્ય છે, એ નથી. અપિ આપણને અનિષ્ટ એવી કોઇ વ્યક્તિની આંખો આપણી ક્રિયા તરફ લાગેલી છે એજ છે! તે વ્યક્તિનો વ્યક્તિકર દૂર કર્યો એટલે આપણું કામ નિર્વિઘ્ને પાર પડયુ એમ જાણજે. જો હું આ આપણો વ્યક્તિકર દૂર કરૂં છું!! એમ કહી યોગી પોતાના આસન પર જઇ બેઠો; કંઇ મંત્ર બોલીને પૂજાપાત્રમાંના ચોખા ચારે બાજુ ફેંકી તે બોલ્યો, "મ્હારી પરવાનગી વગર જે કોઇ મ્હારી ક્રિયા જોતો હશે તે તત્કાળ શ્વાન રૂપ થઇ જાઓ!" યોગીએ આ શબ્દ ઉચ્ચારતાં વાર બિચારો વિક્રમ શ્વાન રૂપ થઇ ગયો અને યોગીની ઝુંપડીના દ્વારમાં જઇ બેઠો. વિક્રમના પર આ કેવો અકલ્પિત પ્રસંગ! એક સંકટ ટાળવા માટે પ્રયત્ન કરતાંમાં આ બીજું સંકટ આવ્યું!

શ્વાનને દ્વારમાં આવીને બેઠેલું જોઇ તેની ક્રિયા પૂર્ણ થઇ. તેમને જોઇતું હતું તેમ શબ બોલ્યું, અને આગળનાં કાર્ય માટે વાટાઘાટ કરતા યોગી અને ત્હેનો શિષ્ય ઝુંપડીનું દ્વાર વાસી અંદર એકાંતમાં બેઠા.

હે વિક્રમ! હવે આગળ ત્હારૂં શું થશે વારૂં!

---

# પ્રકરણ ૪ થું.

## વરાહ મિહિર.

વિક્રમ ગુમ થયાનું જાણી રજવાડામાં એકદમ હાહાકાર વર્તી રહ્યો. એકાએક અને કોઈને પણ કહ્યા વગર રાજા ક્યાં ગયો હશે, એનો સર્વેને અચંબો લાગ્યો. દરેકે શક્ય રીતે તપાસ કીધી, પણ કોઈને કશો પત્તો લાગ્યો નહિ.

વિક્રમ કેયે શિકારે ગયો એમ કહીયે, તો ગુમ શું કામ જાય? સાથે નોકર ચાકર શામાટે નહિ! વારૂ નોકર ચાકર કદાચ નહિ પણ કહીને તો જવું જોઇએ. તે પણ નહિ! પોતાની હમ્મેશની પદ્ધતિ પ્રમાણે ગુપ્ત રીતે પ્રજાની સ્થિતિ જોવા માટે ગયો કહીયે તો આટલો વિલમ્બ કેમ થયો? એક દિવસ ગયો, બે દિવસ ગયા, તોપણ રાજા પાછો આવ્યો નહિ એવું જોઇ રાણીઓ અને મિત્રમંડળ તો વિચારમાંજ પડી ગયું. તપાસ કરવાના બધા માર્ગ ફોગટ ગયા. હવે શું કરવું તે કોઇને સુઝે નહિ! આ વાત ગુપ્ત રહી નહિ અને આખા રાજ્યમાં આ વાતની જાણ થઇ, સર્વત્ર ધાંધલ મચી રહેવાની ભીતિ ઉત્પન્ન થઇ. હવે કરવું તોયે શું?

આવા ગંભીર સમયમાં એકજ ઉપાય રહ્યો. ત્હેના નૂતન પ્રધાને સર્વ મિત્રમંડળની સભા બોલાવી અને બધાએ એકત્ર થઈ એ બાબતનો વિચાર ચલાવ્યો. પણ તે વિચાર શેનો કરનાર હતા? સર્વે ની એકજ અવસ્થા થયેલી કોઇને કશો પણ ઉપાય સૂઝે નહિ. છેલ્લે પ્રધાને બધાંને આ વાત ગુપ્ત રાખવાનું જણાવી રાજા સાહેબની પ્રકૃતિ અસ્વસ્થ હોવાની સર્વત્ર દુવાઇ ફેરવી. અર્થાત, એથી દરબાર ભરીને રાજાસાહેબ પ્રજાની ફર્યાદો કેમ સાંભળતા નથી એ બાબતના લોકોના તર્કવિતર્કો બંધ થયા. રાણીઓની હરેક રીતે સમજણ કરીને સર્વ મિત્રમંડળની મદદથી રાજાની તપાસનુ કામ ચાલુ રાખ્યું અને પ્રધાનજ સર્વ રાજ્યકારભાર રાજાસાહેબને નામે પોતાની જોખમ દારીએ ચલાવવા લાગ્યો.

વિક્રમને આશ્રયે જે નવ રત્નો હતાં, તેમાં વરાહમિહિર એ એક પ્રખ્યાત જ્યોતિષી હતો. તેને પ્રધાને તેડાવ્યો અને પોતાના . ગોતિષ જ્ઞાન

વડે રાજાની શોધ કરવા જણાવ્યું. તેણે તુરત કાગળ અને કલમ લઇ તેના- પર કંઇક આકૃતિઓ કાઢી અને ગણિત કરીને રાજાનો પત્તો લગાડયો. નદીને દક્ષિણ તીરની યોગીની ઝુંપડીના દ્વાર આગળ શ્વાન બેઠેલું છે તેજ આપણો ખોવાયલો રાજા છે; એવું તેણે જ્યોતિષ જ્ઞાનથી પારખ્યું. એ સાંભળી પ્રધાનજી અને તે વખતે ત્યાં બેઠેલા ઇતર જનોને ઘણુંજ આશ્ચર્ય થયું. એનું કારણ શું ? અને આ કલ્પનાતીત શરીરાંતર કેમ થયું, એ વિષે કાઇનો તર્ક પુગ્યો નહિ. તેણે વરાહમિહિરને એનું કારણ પૂછ્યું પણ તે સુદ્ધાં કહી શકયો નહિ. તે શ્વાન થયો છે એ વાત ખરી ! તેનું ગમે તે કારણ હોય, તે માટે તર્કવિતર્ક કરવામાં શું ફાયદો ! તેનો ત્યાંથી છૂટકો કરવો, એજ આપણું પ્રથમ કર્તવ્ય છે. પણ તે કેમ કરવું ? અને કોણે કરવું ? તેનો પત્તો લગાડનાર વરાહમિહિર વગર આ કામ બીજો કોણ કરી શકે ? તેનાપરજ એ કામ કરવાની જવાબદારી આવી પડી અને તેણે તે ઉમંગથી સ્વીકારી લીધી.

રાજાનો છૂટકો કર્યો જોઇએ ખરો. પણ કઈ રીતે કરવો એ વરાહ મિહિર માટે એક પ્રશ્ન ઉપસ્થિત થયો. તે આવો મ્હોટો જ્યોતિષી હતો; પરન્તુ આ કામ કેવી રીતે પાર પાડયું એ માટે ત્હેને ફિકર પડી. તેણે એ કામ સ્વીકાર્યું અને પોતાને ઘેરે ગયો. ઘણી વખત સુધી વિચાર કીધો, તથાપિ ઉપાય સૂઝયો નહિ. ગાંડા જેવી સ્થિતિ થઇને તે પોતાના ઓરડામાં આંટા ફેરા મારવા લાગ્યો. એવી રીતે ફરતાંમાં ત્હેને એક જુક્તિ સુઝી અને ઘણોજ આનન્દ થયો.

પણ ત્હેનો આ આનન્દ ઘણીવાર ટકયો નહિ. આ કાર્યમાં પોતાના બન્ને છોકરાઓપર જીવપરનું સંકટ આવશે એવા વિચારે તેનો ચહેરો એક- દમ ઉતરી ગયો. હવે શુ કરવું તેના તે વિચારમાં પડયો, અને પાછો ફેરા મારવા લાગ્યો. એટલામાં તેનો મ્હોટો છોકરો ત્યાં આવ્યો ત્હેને જોઇને વરાહ મિહિરની આંખમાં આંસુ આવ્યાં.

બાપની આ અવસ્થા જોઇને છોકરો બોલ્યો, “ બાપા ! આજે આશું આપણને શું દુઃખ થયું છે ? ”

છોકરાના આ પ્રેમના બોલ સાંભળી વરાહમિહિરને લાગી આવ્યું. તેને પોતાનો વિચાર છોકરાને કહેવો કે નહિ એના તે વિચારમાં પડયો. હમણાં નહિ તો ઘડી પછી પણ એને કહેવુંજ પડશે, તો હમણાંજ કેમ ન કહેવું ?

એવો વિચાર કરીને તે બોલવા લાગ્યો. પણ સ્પષ્ટ બોલી શકયો નહિ, તેની જીભ અચકાઇ.

બાપની આ ચમત્કારિક સ્થિતિ જોઇને છોકરાને આશ્ચર્ય લાગ્યું. બાપા આજે શું કરે છે તે તે સ્હમજી શકયો નહિ. બાપાપર આજે શું સંકટ આવી પડયું છે તે જાણવાની તેની ઘણીજ ઉત્સુકતા હતી. તે બોલ્યોઃ—"બાપા ! ત્હમારૂં દુઃખ મનમાં રાખશો નહિ. મને કહી ઘો. મ્હારા તરફથી ત્હેનો કંઇ ઉપાય થાય એમ હોયતો મ્હને કહો. આપ કહેશો તે કામ કરવા હું એક પગપર તૈયાર છું. "

પિતૃભક્ત છોકરાના આ શબ્દો સાંભળી વરાહમિહિરને ઘણોજ સંતોષ થયો. પોતાની સર્વ શક્તિ એકત્રીને તે બોલ્યો, " બેટા ! આપણા કૃપાળુ રાજાપર ભયંકર સંકટ આવી પડેલું છે, તે એક માંત્રિકના ઝપાટામાં સપડાઇ શ્વાન થયો છે. તેનો ત્યાંથી છૂટકો કરવાનું કામ મ્હારે શિર આવ્યું છે. પણ"—

" પણ શું ? જે હોય તે કહો. મ્હારા તરફથી બની શકે એમ હોય તો કહી ઘો, રાજાને ઉપયોગી થવા કરતાં બીજી કંઇ કામગિરી ઉત્તમ ગણાય ! "

" હા, હમણાં હું એજ કહેનાર હતો. આ કામમાં મ્હને ત્હારી અને ત્હારા ન્હાનાભાઇની સહાય્ય જોઇએ છે. રાજ કાર્ય કરવામાં મ્હને પણ સંતોષ ઉપજે છે, પરંતુ તેમાં તમારા જીવોને નુકશાન થવાનું મને ભય રહે છે ! "

" પિતાજી ! કંઇ હરકત નહિ. પિતાની આજ્ઞાથી રાજ્ય કાર્યમાં દેહ-પાત થાય તો પણ તે આનન્દનીજ વાત છે. તે માટે આપે ખરાબ લગાડવું નહિ. મ્હારા ન્હાનાભાઇને પણ એથી આનન્દજ થનાર છે.

ત્હમારી આટલી તૈયારી જોઇને મ્હને મ્હારૂં અર્ધું કામ પાર પડયું એમજ લાગે છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો ! જા તો, ત્હારા ભાઇને લઇ આવ, એટલે તમને બન્નેને હું એકદમ સાથેજ કહું. "

" ઠીક, પણ પિતાજી ! એવા એ દુષ્ટ માંત્રિક કોણ હશે ? અને ત્હેનું આપણા રાજા સાથે આટલું વૈર શામાટે ? "

" નદીને દક્ષિણ તીરપર વસતો યોગી એજ તે દુષ્ટ માંત્રિક છે. અને તેની ઝુંપડી પાસે બેઠેલો શ્વાન તેજ આપણો રાજા છે. તેના વેરનું કારણ કંઇ સ્હમજાતું નથી. "

પિતાની આજ્ઞા મુજબ વરાહમિહિરનો મ્હોટો છોકરો પોતાના ન્હાના ભાઇને તેડી લાવ્યો. તેને લઇને વરાહમિહિર આગળ શું કરવું તે કહેવા લાગ્યો. આપણે તેમને ત્યાં એકાંતમાંજ વાતો કરતા રાખી યોગીની ઝુંપડી તરફ વળીશું.

બીજે દિવસે સ્હવારની વખત યોગી સ્નાન કરીને પોતાની ઝુંપડીમાં બેઠો છે. તેનો શિષ્ય પ્રધાન પણ તેની સ્હામે બેઠો છે. બન્ને પોતાના ધ્યાનકર્મમાં ગુંથાયલા છે. એક જન્મ જઇ બીજો જન્મ આવ્યો એટલે પાછલા જન્મમાંનાં પાપો અને ભુલો પાછી પોતાને હાથે ન થવા દેતાં નવીન રીતેએ આયુષ્યક્રમણ કરીને પુણ્યસંચય કરવાની અથવા પાપકર્મમાં આગળ પગલું ભરીને નર્કનું સાધન કરવાની જેવી રીતે પ્રાણીને સંધિ મળે છે, તેવીજ રીતે એક દિવસ જઇને બીજો દિવસ ઉગ્યો એટલે મનુષ્ય પ્રાણિને નવીન કાર્ય કરવાની સંધિ પ્રાપ્ત થાય છે. ગયા જન્મમાંના પાપને માટે જેઓને પશ્ચાત્તાપ થયલો હોય છે તે નવીન જન્મમાં સદુપદેશ કરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ જેને પાપકર્મમાં આનન્દ લાગે છે તે પૂર્વના પાપ-સંચયમાં ભર નાંખવા ઉદ્યુક્ત થાય છે.

તેજ રીતે ગત દિવસનાં કૃત કર્મોતરફ જોઇને ડાહ્યો માણસ બીજા દિ-વસનો કાર્યક્રમ રાખે છે. નૂતન દિવસ આપણને નૂતન કાર્યો કરવા પ્રવૃત્ત કરે છે; અને જે પ્રમાણે શરૂઆત તેવોજ અંત એ સૂચવવા માટે સૂર્યના-રાયણ પ્રાતઃકાળે રક્તવર્ણ ઉગે છે અને અસ્તાચલપર જતી વખતે પણ રક્તવર્ણ થાય છે. ગમે તેમ હો પણ રક્તવર્ણ સૂર્ય હમણાંજ પૂર્વ તરફથી ઉપર આવી પ્રાણીમાત્રને નવીન કાર્ય કરવા માટે નવીન દિવસ ઉગ્યાનું સૂચવતો હતો. આવા આ મંગલ પ્રભાત સમયે આપણા યોગીની મનોવૃત્તિ કેવા વિચારોથી ભરેલી હતી વારૂં ? આજકાલ તેને પોતાના પ્રિય શિષ્યનાં અંગીકૃત કાર્યની સમાપ્તિ શિવાય બીજું કંઈ પણ દેખાતું હતું નહિ !

પહેલાંની માફક હવે યોગીની એક ઝુંપડી નહોતી ત્યાં બે ઝુંપડીઓ દેખાતી હતી. યોગી અને તેનો શિષ્ય પોતાની પૂર્વ પરિચિત ઝુંપડીમાં બેઠા હતા. તે શબને પાડોશની બીજી ઝુંપડીમાં રાખવામાં આવ્યું હતું, અને તે ઝુંપડીના દ્વારમાં શ્વાનરૂપ વિક્રમ બેઠેલો હતો. ખરૂં જોતાં યોગીનો અને તેના શિષ્યનો એ પરમ વૈરી પણ યોગીના સામર્થ્યપ્રભાવથી હાલ તે તેનો બન્દો ગુલામ થયો હતો. તે એકસરખો આઠે પ્રહર ઝુંપડીના દ્વારમાં બેસી તે

પ્રેતનું રક્ષણ કરતો હતો, તે ત્યાં કોઇને પણ ફરકવા દેતો નહિ. કોઇ તે ગમ આવે તો તુરત તેના પર તૂટી પડી તેને ભગાડી દેતો. આવી રીતે આ સેવાતત્પર શ્વાન ઝુંપડીના દ્વારમાં બેઠો હતો ત્યારે એક પ્રાતઃસમયે એક મૃગનું જોડું ફરતું ફરતું તે ઝુંપડી પાસે આવ્યું. તે મૃગના જોડાને જોઈ શ્વાને ભસવાની શરૂઆત કીધી. પરંતુ તે જોડાનું એના ભસવા તરફ ધ્યાન નહોતું. તે તેમજ આગળ ધપ્યું. ઝુંપડી આગળ પહોંચતાંવાંત શ્વાન તેમનાપર દોડયો, અને તેથી મૃગ ઘણે દૂર ભાગી ગયા. તે દૂર ગયા એટલે શ્વાન સ્વસ્થાને આવી બેઠો. થોડી વારે તે મૃગ પાછા ઝુંપડી તરફ વળ્યા. તેમનો ઝુંપડી તરફ વળવાનો ઝોંક જોઇને શ્વાન તેમનાપર પાછો દોડયો; એટલે મૃગ નહાસી ગયા! શ્વાન પાછો ફર્યો. એવી રીતે નદી તીર પર જઇ પહોંચ્યા. નદી તીર પર શ્વાનને આવેલો જોઇ મૃગોએ પાણીમાં કુદકો માર્યો. મૃગોને પાણીમાં પડેલા જોઇ શ્વાને પણ પાણીમાં ઝંપાવ્યું—તેનું ભસવું ચાલુજ હતું. તેનો શબ્દ ઘણે દૂરથી સાંભળી યોગીનું લક્ષ્ય તે ગમ ગયું અને મૃગની સાથે શ્વાનને પાણીમાં પડેલો જોઇ તે બોલ્યો—"ઘાત થયો!" અને એકદમ ઝુંપડીમાં જઇ સમાધી લગાવી બેઠો. તેનો દેહ માત્ર ત્યાં રહ્યો, આત્મા ગિધડાનું રૂપ લઇને શ્વાનને પાછો વાળવા ક્યારનોયે બહાર ગયો હતો!

બોલાવશું તો પણ પોતાનો શિકાર છોડી શ્વાન પાછો ફરશે નહિ એમ સમજી તેને શિકાર પકડવામાં સહાય કરવાના હેતુથી યોગીએ ગિધડાનું રૂપ લઇને આકાશમાં ઉંચું ઉડ્ડાણ કર્યું અને ઉપરથી હરણાંની આંખ્યો ફોડી નાંખીશું એટલે તે તુરત કુત્રાને સ્વાધીન થઇ જશે, એવો તેણે બેત કર્યો. ગિધડાને આકાશમાંથી હરણાંની વાંસે દોડતો જોઇ, નૂતન પ્રધાન સાથે નદીને પરતીર ઉભા રહી આ બધો ચમત્કાર જોનાર વરાહમિહિરે બૂમ પાડી કે "ઘાત થયો! દાવ ઉંધો પડયો!" તેના એ શબ્દો સાંભળી પ્રધાન બોલ્યો—"કેમ ઘાત કેમ થયો?"

વરાહમિહિર બોલ્યો, "જો આ, યોગી ગિધડો થઇને આવ્યો! તેને મેં ઓળખ્યો. હવે તે શ્વાનને પાછો લઇ જશે અને મ્હારા બન્ને છોકરાનો ઘાત કરશે.

એટલામાં ગિધડાએ મૃગોપર ઝડપ ઘાલી. તેને જોઇને મૃગ વેગથી દોડવા લાગ્યા. તે ખૂબ દોડતા હતા તેવામાં ત્વરા કરીને એક મૃગનો ગિધડાએ ડોળો ફોડી નાંખ્યો. પરંતુ તેને અર્ધી નદીને પાર ગયલો જોઇ યોગી

હતાશ થઇને પાછો વળ્યો. શ્વાન અને મૃગ છેલ્લે પરતીર જઇ પહોંચ્યા. તેમને જોઇ પ્રધાન અને વરાહમિહિરને આનન્દ થયો. તેમણે શ્વાન અને મૃગને સ્નેહથી આલિંગ્યા અને ગૃહે લઇ ગયા.

આ બે મૃગો તે વરાહમિહિરના બે પુત્રો હતા, એ વાચકોએ જાણ્યું હશેજ. જેણે તેમને મૃગનું સ્વરૂપ આપ્યું હતું તેણેજ તેમને અને શ્વાનને પૂર્વરૂપ આપ્યું એમાં આશ્ચર્ય શું ?

યોગીનો આત્મા પાછો સ્વશરીરમાં પ્રવેશ્યો. તેણે સમાધી ઉતારી. પછી તેણે થયેલો સઘળો વૃત્તાંત પોતાના શિષ્યને કહ્યો. ત્યારે પ્રધાન બોલ્યો, " આપે પરતીર સુધી જઇ તે કપટ વેષધારી હરણોનો નાશ કરીને કુમાને પાછો આણવો હતો. આપ વચ્ચેથીજ અમસ્તા પાછા વળ્યા ! "

યોગી બોલ્યો–" એ પ્રકાર જો પ્રથમથીજ મ્હારા ધ્યાનમાં આવ્યો હોત, તો ઠીક થાત : પરંતુ એ પ્રકાર જોયા પછી પોતાનું કાર્ય કરવા માટે મ્હને તદ્દન થોડો વખત મળ્યો. નદીના અર્ધા ભાગ પછી ઉજ્જયની-માંના મહાકાલેશ્વરની સત્તા હોવાથી મ્હારી સત્તા ત્યાં ચાલતી નથી. નહિતર પરતીર સુધી હું જાત ! "

" ત્યારે હવે શું ? "

" આગળ શું અને પાછળ શું ? "

" ત્યારે શું બધું કામ વણસી ગયું ? "

એમ કહી પ્રધાન પોતાની ગરદન બે ઘુંટણ વચ્ચે રાખી રૂદન કરવા લાગ્યો. ત્યારે યોગી બોલ્યો, " અરે ! આમ રડે છે શું ? એક દાવ હાર્યા તો બીજો ! ત્હારૂં કાર્ય મેં ઉપાડ્યું છે : અને ગમે તે રીતે હું તે પાર પાડીશજ ! તું જરાપણ ફિકર રાખીશ નહિ ! ! "

યોગીના આ આશ્વાસનથી પ્રધાનને જરા ધીરજ આવી. પછી હતાશ થયલો પ્રધાન અને તેનો ગંભીર ગુરૂ પોતાના નિત્યકર્મમાં ગુંથાયા.

# પ્રકરણ ૫ મું.

## પ્રયાણ.

વરાહમિહિરે વિક્રમનો છુટકો કીધો. વિક્રમને તેનું પૂર્વ સ્વરૂપ પ્રાપ્ત થયેલું જોઇ બધાને આનન્દ થયો. વરાહમિહિરના ઉપકાર કેવી રીતે ફેડવા એના વિચારમાં વિક્રમ પડયો. તેણે વિક્રમને પુનર્જન્મ આપ્યો હતો. અનેક-પર અનેક પ્રસંગે ઉપકાર કરતા રહેવું, ગુણોને ઉત્તેજન આપવા માટે ગુણી જનોને પોતાની શક્તિ અનુસાર આશ્રય આપવો તેનો જો કે તત્કાળ ઉપયોગ થયલો દેખાઇ આવતો નથી, તથાપિ કદી કાળે પણ ઉપયોગ થાય છે: મેળવેલું ધન, સંપાદેલી વિદ્યા, અને કીધેલા ઉપકાર કદી પણ ફોગટ જતા નથી ! આ તત્વ વિક્રમપરના પ્રસંગપરથી ઉત્તમ રીતે દષ્ટોત્પત્તિમાં આવે છે. હું રાજા છું, મ્હારી પાસે આટલી સેના છે, હું આટલી લડાઇઓ જીત્યો છું, એવી આઢયતાથી ફુલાઇને વિક્રમ જો બેસી રહ્યો હોત, અને તેણે વરાહમિહિર જેવા ગુણી માણસને આશ્રય આપ્યો ન હત, તો તેને આજે આવાં સંકટમાંથી છુટવાની જરાપણ આશા રહેતે ખરી કે?

વિક્રમનો છુટકો થયા પછી તે સ્વસ્થ બેઠો નહિ. હજારો લોકોની સેનાવાળા શત્રુ કરતાં પણ હજાર રીતે બળવાન્ એવો તેને હવે શત્રુ પેદા થયો હતો. તેનું પારિપત્ય સેનાથી થાય એમ નહોતું. તેના ત્રાસ દેવાના ઉપાય જેવા વિચિત્ર, તેવાજ વિચિત્ર ઉપાયોથી તેનો નાશ થઇ શકે; આ કામમાં વરાહમિહિર વગર તેને બીજો કોઈ યોગ્ય માણસ દેખાયો નહિ, તેથી તેણે તેને બોલાવી આ નવીન શત્રુનું પારિપત્ય કરવાનો ઉપાય યોજવા વિનંતિ કીધી.

રજવાડાની એક ઓરડીમાં વિક્રમ, ત્હેનો પ્રધાન, અને વરાહમિહિર એ ત્રણે એકઠા થયા. ચર્ચાની શરૂઆત થઈ. વિક્રમે પોતાને યોગીનાં કૃત્યોનો કેવી રીત્યે પત્તો લાગ્યો, અને પોતે ત્યાં જઇ શું શું જોયું વગેરે સર્વ સવિસ્તર બીના તેમને કહી જણાવી. એવા બલાઢ્ય શત્રુનું પારિપત્ય કરવા માટે તેના કરતાં કાંકણુ ભર વધે એવોજ માણસ જોઇએ છીયે. વરાહમિહિરને લાગ્યું કે પોતે એ કાર્યને પૂરો પડે એવો નથી. તથાપિ રાજાના આગ્રહપરથી એકાદ ઉપાય મળે છે કે કેમ એ જોવા માટે કાગળઅંને કલમ લઇ ગણિત

કરવા પ્રારમ્ભ કર્યો. ત્યાંના જ્યોતિર્વિષયક ગણિતના કામમાં અડચણ ન થવો એવા હેતુથી વિક્રમ અને ત્હેનો પ્રધાન જરા પણ બોલચાલ વગર પોતપોતાને ઠેકાણે સ્વસ્થ બેઠા.

આવી સ્થિતિમાં ઘણો વખત વીતી ગયો. છેલ્લે ગણિત પૂરૂં થયું ત્યારે "હાશ" એવો શ્રમ પરિહાર કરતો શબ્દ ઉચ્ચારીને વરાહમિહિર વિક્રમ તરફ જોતો સ્વસ્થ બેઠો. ગણિત કરવામાં તેને ઘણોજ શ્રમ પડેલો જોઇ વિક્રમ અને પ્રધાન પણ થોડી વાર ચૂપ બેઠા. થોડી વારે રાજા વરાહ-મિહિર પ્રતિ બોલ્યા—" કેમ વરાહમિહિર ! ગણિતમાં આપને શું જણાયું ?"

વરાહમિહિર બોલ્યો,—" શોધ કીધી ખરી; પણ તેમાં ઉપાય ધાર્યા પ્રમાણે સહેલો નથી !"

" ચિંતા નહિ ! ગમે તેવો બિકટ હોય, પરંતુ આપણે તે કીધો જોઇએ. આવો શત્રુ જીવતો રાખેલો કામનો નહિ !"

" ગણિતથી મ્હને એટલું સ્હમજાયું કે, આપણા શત્રુનું પારિપત્ય કરવાનું સામર્થ્ય મુજ ગરીબ પાસે નથી !"

" કેમ વારૂ ? તેની ક્રિયાપર પ્રતિક્રિયા કરીને આપેજ મ્હારો છુટકો કર્યો કે નહિ ? તો તેના કરતાં આપની શકિત વધારે કેમ નહિ ? તો તમારા-માં સામર્થ્ય નથી એમ કેમ કહો છો ?"

વરાહમિહિર કહે છે, " મહારાજ ! ખરેખરી વાત મેં આપને કહી દીધી. આપનું કાર્ય હું કરી શકું એમ છું છતાં તે કરવા ઇચ્છતો નથી, અગર હું તે યોગીથી બીહું છું એમ બીલકુલ નથી ! આપનાં કાર્ય માટે હું મ્હારો પ્રાણ આપવા પણ તૈયાર થયો હોત; પણ તેનો આ સ્થળે બિલ-કુલ ઉપયોગ નથી. એનું કારણ એટલુંજ છે કે, તે યોગી તેર વિદ્યાનો સ્વામી છે, જ્યારે મ્હને ફકત ત્રણુજ વિદ્યા પ્રાપ્ત છે. આપણો શત્રુ ભ્રષ્ટ યોગી છે. તેને યોગ સાધનમાં જો કે વિજય મળ્યો નથી તો પણ તે સિદ્ધિ અને તેર વિદ્યાઓ પ્રાપ્ત કરી શકયો છે."

" વિક્રમ બોલ્યો," ત્યારે તેને શિક્ષા કરવા કંઇપણ ઉપાય નથી ?"

આ શબ્દો ઉચ્ચારીને વિક્રમ હતાશ થઇને પાછળના તકિયાપર પડયો. વરાહમિહિર આવેશથી બોલ્યો,—મહારાજ ! આમ હતાશ થવાનું કારણ નથી. આ જગતમાં ઇશ્વરે શેરને માથે સવાશેર નિપજાવેલા હોય છે જ ! કોઇને પણ અભિમાન રાખવા જગા નથી. તેવીજ રીતે એ યોગીને માથે

પણ સવાશેરનો એક બલીષ્ઠ પ્રતિસ્પર્ધી ઇશ્વિરે બનાવેલો છે."

"તે કોણ છે તે જલદી કહો! મ્હારે જઇને ત્હેના પગ પકડવા જોઇએ!"

વરાહમિહિર કહે છે–"પ્રતિસ્પર્ધી દૂર દેશમાં છે. આપણે ત્યાં જઇને ત્હેને આણવો જોઇએ. પ્રથમ આપ તેને હાથ જોડશો એટલે પછી તે આપનો દાસ થઇને તમારી આગળ હાથ જોડીને ઉભો રહેશે."

"તે ગમે ત્યાં હોયની, હું તેને હર પ્રયત્ને લઇ આવીશ. તે કોણ છે અને ક્યાં છે એટલું એક વાર મ્હને જણાવી ઘો."

"એ પ્રતિસ્પર્ધી ચીન દેશની રાજ કન્યા છે. એ રાજ કન્યા ચૌદ વિદ્યામાં પ્રવીણ છે."

વરાહમિહિરને મોઢે આ શબ્દો સાંભળી વિક્રમે પૂછ્યું "પણ એ રાજકન્યા મ્હારી સાથે કેવી રીતે આવશે? તેને આણવાની યુક્તિ પણ આપે જ કહેવી જોઇએ!"

વરાહમિહિર બોલ્યો, "તે હજી કુમારિકા છે. હજી ત્રણ મહિને તેનો સ્વયંવર થનાર છે; ત્યારે ત્યાં જઇ આપ તેને મેળવી શકશો. બીજો ઉપાય નથી."

સ્વયંવરમાં જઇને તેને આણવી જોઇએ ખરી; પણ સ્વયંવર કહો એટલે ત્યાં વરની ઇચ્છાને કોણ પૂછે? વધૂએ વર પસંદ કરવો જોઇએ. હું તેના સ્વયંવરમાં જઇને દાખલ થઇશ તો પણ તે મ્હનેજ વરશે એની શી ખાત્રી? એવો વિક્રમને પશ્ન થયો! તથાપિ પોતાની ઇષ્ટદેવિપર ભાર નાંખી સ્વયંવરમાં જઇ રાજકન્યાને લાવવાનો તેણે નિશ્ચય કીધો.

વિક્રમે પોતાનો રાજકારભાર પોતાના મુખ્ય પ્રધાન અને ઇતર મંત્રીઓપર નાંખી કોઇને પણ ખબર ન પડે એવી રીતે ચીન દેશમાં જવાની છુપચુપ તૈયારી કરવા માંડી. તેના પુણ્ય પ્રભાવથી તેને પણ કેટલીક દેવિઓ પ્રસન્ન હતી. તેનું સહાય્ય માગીને તે જવા નિકળ્યો. તેણે સાથે કોઇને પણ લીધા નહિ. પ્રત્યક્ષ દેવિ જેને સહાય્ય છે તેને બીજી માનવી મદદની શી જરૂર છે! તેણે એક ઉમદા ઘોડો લીધો અને કમ્મરે એક અક્ષય વિજયી તરવાર લટકાવી સુમુહૂર્તપર પ્રયાણ કર્યું.

વિક્રમનું રાજ્ય પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી પ્રસરેલું હતું. આવડા

અફાટ અને સંપન્ન રાજ્યનો ધણી આ રીતે એકલો અને ગુપ્ત રીતે ચીન દેશ જવા નિકળ્યો, અને તે વળી ત્યાંની રાજકન્યાના સ્વયંવરના પ્રસંગ માટે એ જોઈ વાચકોને નવાઇ લાગશે. ખરૂં જોતાં, એવા રાજાઓએ તો સાથે મોટો પરિવાર લેવો જોઇએ; ઠેકઠેકાણે ટપ્પા વગેરે રાખી પોતાનો પ્રવાસ ઘણાજ ઠાઠમાઠથી કરવો જોઇએ. પોતાના પ્રવાસમાં સર્વ પ્રાંતાધિકારીઓ અને માંડલિકોને અગાઉથી સૂચના આપીને તેમની મહેમાનગીરી સ્વીકારતાં સ્વીકારતાં જવાનું. તે સર્વ છોડીને વિક્રમને આમ એક સાધારણ માણસ પ્રમાણે નિકળેલો જોઇ કોને આશ્ચર્ય ન લાગે? એકાદ સાધારણ માણસ પણ પોતાના વિવાહ વખતે પોતાનું સાધ્ય વૈભવ દેખાડે છે; તો વિક્રમ સરખા પરાક્રમી રાજાએ સ્વયંવરમાં જતી વેળા-જ્યાં અનેક દેશના રાજાઓ આવી પોતાના વૈભવથી અને પોતાના સ્તુતિ પાઠકો મર્ફતે પોતાના પરાક્રમોનું વર્ણન કરાવીને સ્વયંવર માટે સજ્જ થયેલી રાજકન્યાનું મન પોતા તરફ વેધી લેવા અને ત્હેનું પાણિ ગ્રહણ કરવા માટે ચઢાચઢી કરે છે, એવે પ્રસંગે આમ એકલો જઇને વિક્રમ પોતાનો હેતુ કેવી રીતે પાર પાડી શકનાર હતો? આટલે દૂર જઇ તે શું વિફલહેતુ પાછો આવશે? ત્યારે યોગીનું વેર કેવી રીતે લેવાશે? વિક્રમ વિફલ હેતુ થઇને પાછો આવવા માટે જતો નહતો, યોગીનું વેર લેવાનો પ્રધાન હેતુ તે ભુલી ગયો નહોતો. એ સર્વનું સાધન એવી તે ચીનની રાજકન્યા પ્રાપ્ત કરવાની તેને અત્યંત ઉત્કંઠા હતી; પરંતુ આ પોતાનો હેતુ સાધ્ય કરવા માટે તેણે પોતનાં બાહ્ય અને આગંતુક સાધનોપર આધાર રાખ્યો નહોતો. ચૌદ-વિદ્યા-વિભૂષિત એવી તે રાજકન્યા બાહ્ય વૈભવપર મોહી પડે એવી મૂર્ખ નહોતી, એ તે પૂર્ણ રીતે જાણતો હતો; તેનું લક્ષ્ય તો આંતરિક ગુણો તરફજ હોવાનુ એ તે જાણતો હતો, અને માટેજ પોતાના અંગના ગુણોવડેજ તેને પ્રાપ્ત કરીશું, એવો ભરોંસો રાખ્યો હતો. પરંતુ અંગના ગુણોની સાથે વિક્રમે જો બાહ્ય વૈભવ પણ રાખ્યો હોત તો વીંટીમાં નગ મળ્યા બરાબર ન થાત એમ નહિ. પરંતુ વિક્રમ ગુપ્ત રીતે જવાનું કારણ જૂદુંજ હતું, અને તે વાચકોના ધ્યાનમાં આવ્યું હશેજ.

યોગીની શકિત ઘણીજ વિલક્ષણ હતી. વિક્રમનો નાશ કરવા માટે તેણે કમર બાંધી હતી. તેને જો વિક્રમનો ચીન દેશ જવાનો વિચાર ખબર પહચો હત, તો તેના ઉદ્દેશમાં વિઘ્ન નાંખ્યા વગર તે રહેતે નહિ. અર્થાત્ પોતાનું ચીન દેશ પ્રતિનું પ્રયાણ યોગીથી ગુપ્ત રાખવું વિક્રમને આવશ્યક હતું.

આ પ્રમાણે ઘણા દિવસ પ્રવાસ કીધા પછી પોતાના રાજ્યની હદ વટાવી ચીન દેશમાં પોતે આવ્યાનું માની રસ્તે જતા એક ખેડુતને વિક્રમે પ્રશ્ન કર્યો, "અરે ! આ રાજ્ય કોનું ?"

ખેડુત બોલ્યો, "મહારાજ ! અમારા દયાળુ વિક્રમ રાજાનું આ રાજ છે !"

"ચીન દેશ અહીંથી કેટલો આઘો છે ?"

"હું બરાબર જાણતો નથી. પણ કહેવાય છે કે તે દેશ પાસેજ છે."

"વિક્રમ રાજાના રાજ્યમાં પ્રજાને સુખ કેટલું છે !"

"સુખ માટે શું પૂછો છો ! એ રાજા સરખો બીજો સારો રાજા થનાર નથી !"

"ત્હેના દરબારમાં ગરીબ પ્રજાને દાદ મળે છે કે નહિ !"

"અમારા ન્યાયી રાજાની પોતાના અધિકારીઓપર કરડી નજર હોય છે અને બધી વાતો તરફ રાજા પોતે નજર રાખતો હોવાથી અમારી જરૂરિઆતો તેને સહજ જાણ થાય છે. કદિ કદિ પોતે ગુપ્ત વેષે પોતાના રાજમાં ફરીને લોકોની સ્થિતિ જુએ છે, તેથી તેના અધિકારિઓપર તેનો દાબ રહે છે. આ રાજમાં રાજા આગળ ફરિઆદ લઇ જવાનો અમોને પ્રસંગજ આવતો નથી."

તે ગરીબ ખેડુતના આવા ઉદ્દગાર સાંભળી રાજાએ શું ધોરણ બાંધ્યું હશે એની વાચકોએજ કલ્પના કરી લેવી. પ્રજાનો સંતોષ એજ સારા રાજાનું અંતિમ સાધ્ય હોય છે. તે આવી રીત્યે પ્રાપ્ત થયેલું જોઇ વિક્રમને ઘણોજ આનન્દ થયો. તેણે તે ખેડુતને કંઇ ઇનામ આપીને પોતાનો માર્ગ કાપવા માંડયો. પગારી લોકોને મોઢે 'સર્વત્ર આબાદી આબાદ છે' એવા મોંઢાપુરતા શબ્દો સાંભળવા, અને ઉપરના ખેડુતને મુખે સાહજીક રીત્યે આવેલા શબ્દોમાં કેટલું બધું અંતર છે !

આવી રીત્યે પ્રજાની સ્થિતિ અવલોકન કરતો, પ્રવાસ કરતો કરતો વિક્રમ ચીન દેશની રાજધાની આગળ આવી ઠેઆયો. તે રાજધાની આગળ આવ્યો તે સમય રાત્રીનો હતો. તેથી અપરિચિત શહેરમાં રાતની વેળા જવું સારૂં નહિ એમ ધારી ગામ બહારની એક ધર્મશાળામાં તેણે મુકામ કર્યો. પાસેના એક આમ્રવૃક્ષે પોતાનો ઘોડો બાંધી પાસેજ પોતાની પથારી પાથરી સુતો. પ્રવાસના શ્રમને લીધે ત્હેને તત્કાળ ગાઢ નિદ્રા આવી ગઈ.

નિદ્રા એ શરીર પ્રકૃતિને અતિ આવશ્યક છે. તે દરેકને જોઇએ છે; પરન્તુ નિદ્રા આવવા મન સ્વસ્થ હોવું જોઇએ. નિદ્રા એ શરીરધર્મ છે ખરૂં, પણ માનસિક અસ્વસ્થતાને લીધે તે આવવી કેટલી કઠણ છે, તેનો દરેકે દરેકને અનુભવ હોય છેજ. જેઓને ગુપ્ત કામો કરવાનાં છે તેઓ માટે તો રાત્રિ એ ઘણીજ સુગમ હોય છે. ચોર, દરોડાખોર, વ્યભિચારી લોકોને રાત ઘણીજ પ્રિય હોય છે. લોકોનો દિવસ તે તેમની રાત્રિ અને લોકોની રાત તે તેમનો દિવસ હોય છે. '**या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी**' એવું ભગવદ્વચન છે. પરંતુ સંયમી લોકોથી જેમનાં વર્તન તદ્દન વિરુદ્ધ છે, તેમની પણ એવીજ સ્થિતિ હોય છે, એ કેમ ? અત્યાનન્દથી આંખોમાં અશ્રુ આવે છે અને દુઃખ વેગે પણ અશ્રુ રૂપેજ બહાર પડે છે, એજ ઉદાહરણ એને માટે પુરતું છે. અગ્નિ અન્ન પકવવામાં ઉપયોગી થઇ પડે છે અને આગ લગાડવામાં પણ ઉપયોગી થઈ પડે છે. તેવીજ રીતે એકજ વસ્તુ, પરંતુ તેનું પરિણામ તેનો ઉપયોગ કરનારાઓની પ્રવૃત્તિપર અવલંબી રહે છે, તેજ પ્રમાણે એકજ રાત્રિ-તેજ સજ્જનોને વિશ્રાંતિ માટે ઉપયોગી થાય છે, ત્યારે નીચ લોકોને પોતાનાં દુષ્કૃત્યો કરવામાં ઉપયોગી થાય છે. એ મુજબ આજની રાત્રિ વિક્રમને વિશ્રાંતિ લેવા અર્થે જો ઉપયોગી થઈ; તો એજ રાત્રિએ એજ વખતે રજવાડાપર હલ્લા કરવા માટે કેટલાક દરોડાખોર બહાર પડયા હતા તેથી નિદ્રાશ્રમ પરિહાર કરીને આનન્દ દેતાં છતાં તેજ રાત વિક્રમને આ વખતે પ્રતિકૂળ થઈ!

આ દરોડાખોર રજવાડો લુંટવાના સંકલ્પથી જતા હતા અને રસ્તામાં શહેર પાસે આવ્યા ત્યારે આમ્રવૃક્ષે બાંધેલો વિક્રમનો ઘોડો જોયો. આ આપણને સારા શકુન થયા એમ તેઓએ માની લીધું. અમોને આજે રાત્રે જે લૂંટ મળશે તેમાંથી અમારા ભાગ પ્રમાણે એક હિસ્સો ત્હને અર્પણ કરીશું: અમારૂં કાર્ય નિર્વિઘ્ને પાર પડવા દે!" એવી ઘોડાની માનતા કરી તેઓ માર્ગસ્થ થયા.

નશીબ અનુકૂળ હોય તો શું સાધ્ય નથી! રજવાડાના પેહેરેગીરથી માંડી કોઇ પ્રતિબંધ કરી શકયું નહિ. કેટલાક જાગતા હતા તેમને કંઠસ્નાન કરાવી પોતાનો માર્ગ ખુલ્લો કર્યો. અંદર ભાગમાં પ્રવેશ કરી લઇ જવાય તેટલી સંપત્તિપર હાથ માર્યો. તેમનું કાર્ય ઇચ્છામુજબ પાર પડયું. પાછા જતી વખતે ગામ બહારની આંબાવાડીમાં પોતાની લૂંટની વહેંચણી કીધી અને માનતા મુજબ એક બહુમૂલ નવરત્નનો હાર જૂદો કાઢી તે ઘોડાના

હિસ્સા તરીકે, ઘોડાને સમર્પણ કર્યો;—તેના ગળામાં પહેરાવી તેઓ ચાલતા થયા.

ચોર નીકળી ગયા પછી સૂતેલા પહેરેગીરો જાગતા થયા. કેટલાકને ત્યાં સુવેલા જોઇ તમના પેટમાં 'ધ્રસ્સ' થયું. કંઇ તોયે દગો થયાનું તેમણે જાણ્યું. હં હં કરતાં આ વાત રજવાડામાં પ્રસરી. ચોરી થયેલી જાણી ચોરોની તપાસ કરવા સિપાઇઓનાં ટોળાં ચારે દિશાએ રવાના થયાં. શહેર બહાર આવીને જુએ છે તો વિક્રમના ઘોડાના ગળામાં નવરત્નનો હાર તેમણે જોયો. તેની પાસે વિક્રમને સૂતેલો છે એમ જોઇ તેનેજ ચોર માની લીધો. 'ચોરી કરીને પાછો સાવજ જેવો અહીં કેવો સ્વસ્થ ઉંઘ લીયે છે. જુઓ !! એમ કહી સીપાઇઓએ એકદમ તેને મુસ્કીટાટ બાંધીને રાજા આગળ લઇ જઇ ઉભો કર્યો.

ચોર પકડાયો, એમ સાંભળી રાજાને આનન્દ થયો; પણ વિક્રમને તેની સભામાં ઉભો કર્યો જોઇ અત્યન્ત સંતાપ થયો. તેના ડોળા લાલ થયા, પોતાની મુઠીઓ વળી, અને સર્વાંગ ક્રોધથી ધ્રૂજવા લાગ્યું. જે સિપાઇઓએ વિક્રમને પકડયો હતો, તેઓએ પોતાની કામગિરી પાર પડેલી જાણી, હવે રાજા તરફથી કંઈ તોયે ઇનામ મળશે એની આશાએ તેમની મુખમુદ્રા પ્રસન્ન દેખાવા લાગી. આ આકસ્મિક અને અકલ્પિત પ્રસંગ આવેલો જોઇ વિક્રમ તો આભોજ બની ગયો. તે બિચારો આમાંનું કશુંએ જાણતો નહોતો. વિક્રમ સરખા રાજતેજયુક્ત પુરૂષે ચોરી સરખું નિંધકર્મ કીધેલું જોઇ બીજા સભાજન આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા.

વિક્રમે 'મેં નિંધકર્મ કર્યું નથી!' એવું ઘણાજ વિનયથી અને કાલાવાલાથી કહ્યું, તથાપિ માલ મુદ્દા સાથે તેને પકડી આણેલો હોવાથી તેના શબ્દોનો અને વિનતિનો જરા પણ ઉપયોગ થયો નહિ. બિચારાપર ચોરીનો દોષ સાબિત થઇને શિક્ષા ફરમાવવામાં આવી કે "એના હાથપગ બાંધી પ્રાણ જાય ત્યાંસુધી માર મારીને શહેર બહાર ફેંકી દ્યો.!"

હર હર! વિક્રમા! ત્હારાપર કે'વો ભયંકર પ્રસગ! એક સંકટમાંથી પાર પડયો ત્યાંતો બીજું સવાઇ સંકટ આવી ઉભેલુંજ! તારૂં નશીબજ ફેરવાયું છે. હવે તું રાજકન્યાને શી રીતે પરણવાનો અને શત્રુનું પારિપત્ય કેમ કરી શકવાનો ?

— —

## પ્રકરણ ૬ ઠું.

### રાગ-દીપક.

રાજાની આજ્ઞા મુજબ રાજદૂતોએ વિક્રમને નિર્દયપણે માર મારીને તે હવે જીવનાર નથી એવી ખાત્રી થઇ ત્યારે તેઓએ ત્હેને હાથપગ બાંધેલોજ શહેર બહારના એક ખેતરના નાળામાં ફેંકી દીધો. ત્હેને ત્યાં નાંખ્યો ત્યારે અપરિમિત રક્તસ્રાવ અને વેદનાથી વિહ્વર થયલો હોવાથી વિક્રમ બેશુદ્ધ સ્થિતિમાં હતો. ઘણી વારે તે શુદ્ધિમાં આવ્યો. હવે રાત જઇ દિવસ ઉગ્યો; સર્વત્ર પ્રકાશ થયો, શક્તિહીન વિક્રમ પોતાની પરિસ્થિતિ જાણવા સમર્થ થયો. વેદનાઓથી પીડિત એવો વિક્રમ આ કુખેથી પેલી કુખે ફરવા પણ શક્તિમંત નહોતો. તે જે ઠેકાણે પડયો હતો તે જગા શહેરથી દૂર હોવાને લીધે તે કોઇની દૃષ્ટિએ પડશે અગર કોઇ તેની પૂછપરછ કરશે એ આશા વ્યર્થ હતી. યદા કદાચિત્ ત્હેને કોઇએ જોયો હતે, તોપણ રાજકેદીને આશ્રય આપી પોતાનાપર રાજકોપ વ્હોરી લે એવો કોઇ ઉદાર નિકળે નહિ એમાં શક નહિ. આવી વિલક્ષણ પરિસ્થિતિમાંથી નિકળવાનો એકે માર્ગ નહોતો. તેણે પોતાનાં જીવિતની અને સાથે સાથે પોતાના સર્વ હેતુની આશાઓ મૂકી દીધી. તથાપિ ઇશ્વરના ન્યાયીપણાપર ત્હેનો પૂર્ણ વિશ્વાસ હતો. ઇશ્વરનાં સર્વ કાર્યોમાં માનવોને અગમ્ય એવી દૂરદૃષ્ટિ હોય છે, એ તે પુરતી રીતે જાણતો હતો. તેથી મરતી વખતે ઇશ્વિર સ્મરણ કરીને પોતાનાં પુણ્યસંચયમાં ભર નાંખવા તે ચૂકયો નહિ. હવે પોતાનું મરણ પાસે છે એમ જાણી તેણે ઇશ્વરની પ્રાર્થના આરંભી અને સ્વસ્થ મને મૃત્યુની વાટ જોતો બેઠો. મરણનું ત્હેને બિલકુલ ભય લાગ્યું નહિ. સર્વ જન્મ સદાચરણથી ગુજારનારનું મનઃ સ્વાસ્થ્ય અંત સમયે તલમાત્ર પણ કમી થતું નથી, એનો તેને આ વખતે પૂર્ણ અનુભવ થયો.

પરંતુ ઇશ્વરનું ધાર્યું કેમ પાર ન પડે ? સારા માણસોને ત્રાસ થયો તો પણ તેનો અંત સારોજ થાય છે, અને દુષ્ટોને તેમનાં કૃત્યો માટે યોગ્ય શિક્ષા થાય છે, એ તત્વ ખોટું કેમ થાય ? વિક્રમનો પ્રભુ પ્રાર્થનામાં દિવસ ગયો. તેનું તનમન જગન્નિયંતાના ચરણમાં લાગ્યું હતું. આખા દિવ-

સમાં પેટમાં અન્ન નહિ, પાણીનો છાંટો નહિ, રક્તસ્રાવને લીધે વારંવાર ગ્લાનિ આવતી હતી; પરંતુ વિક્રમને તેનું કંઇજ ભાન નહોતું.

સાંજ પડી, દિવસ રજનીનો ભેટો થયો. એ જોઇ પ્રાણીમાત્રને પણ પોતાનાં પ્રિયજનોને મળવાની ઉત્સુકતા થઇ. પક્ષિગણ પણ પોતાનાં બચ્ચાંઓને મળવા માળાઓ તરફ જવા લાગ્યા. ગાયો વાછરડાંને મળવા ગોઠામાં ચાલીઓ, અને મનુષ્યોની ગતિ પણ ગૃહભણીજ થઇ. સર્વત્ર–જ્યાં જોઇએ ત્યાં –વિશ્રાંતિ માટે દરેક પોતાનાં ઘરનો આશ્રમ લેતાં માલમ પડ્યાં. પણ વિક્રમ ને હવે ઘર શાનું ને વિશ્રાંતિ શાની ? પરંતુ દૈવે તેને માટે પણ એક ઘર ઉપજાવ્યું. સાંજની વેળા નગરમાંથી એક ગરીબ ઘાંચી નિત્યક્રમ પ્રમાણે પોતાની બળદની જોડીને ચારી ઘર તરફ જતો હતો. રસ્તામાં તેણે ઉંડાણમાં પણ કર્ણ મનોહર શબ્દ સાંભળ્યો. આવી વખતે વિહ્વલાવસ્થામાંપણ ઇશ્વર પ્રાર્થના કરતો કોણ પડ્યો છે એ જોવા માટે તે ઘાંચી જ્યાં વિક્રમ પડ્યો હતો તે સ્થળે ગયો; ત્યાં મરણોન્મુખ સ્થિતિમાં પડેલા વિક્રમને તેણે જોયો. વિક્રમની આવી શોચનીય સ્થિતિ જોઇને ઘાંચીના મનમાં દયા ઉપજી. તેણે તે કોણ, ક્યાંનો, અને આ ઠેકાણે કેમ આવ્યો, વગેરેની કંઇપણ તપાસ ન કરતાં તેને એકદમ ઉપાડ્યો, અને પોતાના ઘરભણી રસ્તે પડ્યો. રસ્તામાં તેણે વિક્રમને બધી હકીગત પૂછી જોઇ અને વિક્રમે પણ પોતે રાજા હોવાનું અને ચીનદેશની રાજકન્યાનું પાણીગ્રહણ કરવાના પોતાના ઉદ્દેશવગર બાકીની બધી બિના સવિસ્તર કહી દીધી. તે રાજકોપને પાત્ર થયો હતો એ જાણ્યું તોપણ તેની ઘાંચીએ બિલકુલ પરવા રાખી નહિ. તેના મનમાં વિક્રમ માટે પુત્રસ્નેહ ઉત્પન્ન થયો, અને તેની સુશ્રુષા કરીને તેને સારો કરવાનું ઠરાવ્યું. થોડીવારે તે પોતાને ઘેર પહોંચ્યો.

ઘેર પુગ્યા પછી તેણે પોતાની પત્નીને વિક્રમની ઠીક વ્યવસ્થા રાખવા કહ્યું. પોતે હેને પુત્ર માનેલો હોઇ તેની કાળજી લેવીજ જોઇએ, એમ પણ તેને પોતાની ગૃહિણીને આગ્રહપૂર્વક કહ્યું. પરંતુ તેનો સ્વભાવ પતિના જેવો સાત્વિક નહોતો. પતિએ આપણે ઘેર આ લફરૂં ક્યાંથી આણ્યું એમ તેને થયું ! આપણી પાસે દ્રવ્ય નહિ, સોઇ નહિ; જેમ તેમ પોતાનો નિર્વાહ કરીએ તેમાં વળી આ લૂલા લંગડાને ક્યાંથી આણ્યો ? એમ કહી પતિને તેણે ઠપકો આપ્યો; પરંતુ તેણે તેનું બોલવું બિલકુલ ધ્યાનપર લીધું નહિ; અને વિક્રમનું પોતાના પેટના પુત્રની પેઠ પાલન કર્યું. વિક્રમને ધીમે ધીમે આરામ પડવા લાગ્યો. પરંતુ તે શક્તિહીન થયલો હોવાથી, કંઇ પણ કામ કરી શકે

એમ નહોતું. તેથી તે તેલી, વિક્રમને પોતાની ઘાણીપર બેસારતો અને ઘાણી પર બેસીનેજ વિક્રમ પોતાના દિવસ કાઢતો; એમ ચાલ્યું જતું.

વિક્રમની પ્રકૃતિ સારી થઇ, પરંતુ ઘણા દિવસોથી તેના શરીરે પાણી અડયું નહોતું. માટે ત્હેને નવરાવવાનો ઘાંચીએ વિચાર કીધો. ત્યારે વિક્રમે તેને કહ્યું કે "મ્હારી સ્નાન કરવાની ઇચ્છા છે, પણ હું ઘરે સ્નાન કરીશ નહિ!"

"ત્યારે તું ક્યાં ન્હાઇશ?"

"હું રાજકન્યાની સ્નાનવાપીમાં ન્હાઇશ!"

"એ વાત તદ્દન અશક્ય છે, બેટા!"

"કેમ વારૂ?"

"ત્યાં કોઇને પણ જવાની પરવાનગી નથી; તેમાં પુરૂષને તો બિલકુલ નહિ!"

"આપણે ત્યાં ચોરીથી જઇશું. હું સ્નાન કરીશ તો ત્યાં કરીશ!"

"અને આપણને રાજદૂતે ઘેર્યા તો આપણો તુરત પ્રાણપણ લેશેજ!"

"ગમે તેમ થાઓ, પણ મ્હારી બધી ઇચ્છાઓ ત્હમે પૂર્ણ કરો છો તે પ્રમાણે આટલી ઇચ્છા પણ પૂર્ણ કરશો જ!"

"ભાઇ! આવી હઠ શા કામની? હું ત્હને ઘેર જોઇએ તેટલું પાણી આપું છું; તું સ્નાન કર!"

"મ્હને મ્હારા જીવનું બિલકુલ ભય નથી. ત્હમે મ્હને તે વાવ દેખાડો અને ત્હમે પાછા વળો. ત્હમોને નુકશાન કરવું એવી મ્હારી બિલકુલ ઇચ્છા નથી?"

"પણ ત્યાંજ જવામાં શું વિશેષ છે?"

"વિક્રમે આ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. તેની ઇચ્છા ગમે તેમ કરીને પણ રાજકન્યાની નજરમાં આવવું એ હતી. પરંતુ તે તેને સ્પષ્ટ કેવી રીતે કહી શકે? પરંતુ રાજ કન્યાના દૃષ્ટિ પથમાં આવવાનો તેણે આ ભયંકર માર્ગ કેમ સ્વીકાર્યો? એ વિના બીજો સહેલો માર્ગ નહોતો કે? શિવાય, ત્યાં જવાનું તે વળી રાતેજ જવું જોઇએ. રાતે જઇને રાજકન્યાની દૃષ્ટિએ વિક્રમ કેમ પડનાર હતો? તેનું ધોરણ તેનેજ ખબર!

વિક્રમનો અતિશય આગ્રહ જોઇને તેજ દીવસે મધ્યરાત્રે ઘાંચીએ વિક્રમને રાજકન્યાના બાગ આગળ લઇ જઇ તેની સ્નાનવાપી દૂરથી બતાવી

પોતે ત્યાંથી પાછો વળ્યો. તે પાછો આવ્યો ખરો, પણ તેનું મન વિક્રમ સાથે હતું. ફક્ત ત્હેનું શરીર ઘર તરફ ફર્યું હતું. ઘેર પહોંચ્યો તોપણ તેનું મન સ્વસ્થ નહોતું, તેને ઉંઘ આવે ના. વિક્રમની વાટય જોતો અને તે સુખરૂપ પાછો ઘેર આવે એવી ઇશ્વર પ્રાર્થના કરતો તે તેની માર્ગ પ્રતીક્ષા કરતો બેઠો.

વિક્રમે રાજકન્યાની સ્નાનવાપીમાં ઉતરી સ્નાન કર્યું. અને ઉપર આવી સિદ્ધાસન વાળી બેઠો. પછી તેણે ગાવાની શરૂઆત કીધી. તેના ગાયનનો અવાજ વાયુની લહરી સાથે સર્વ દિશામાં પ્રસરવા લાગ્યો. એ હ્રદયને તલ્લીન કરનારો અવાજ સાંભળીને રાજકન્યા પોતાની શય્યામાં ઉઠીને બેઠી. આ અવાજ કયાંથી આવે છે એ જોવા માટે તે તે ગાયન લક્ષ્યપૂર્વક સાંભળવા લાગી; પરંતુ તે અવાજ અમુકજ દિશામાંથી આવે છે, એ તેને નિશ્ચિત સમજાય નહિ. તે તલ્લીન થઇને ડોલવા લાગી. અવાજ ખુલ્યો જોઈ વિક્રમે છેવટ એક ચીજ ગાવાની શરૂઆત કીધી અને એ છેવટની ચીજ દીપક રાગમાં હતી. આ રાગ ગાવામાં વિક્રમ એક્કો હતો. તે વખતે આ રાગ ઘણા થોડા ગવૈયાઓનેજ આવડતો અને ચીનદેશમાં તો કોઇનેજ ખબર નહોતો. વિક્રમે આ રાગ ગાવાની શરૂઆત કીધા બરાબર રાજકન્યાના ઓરડામાંના સર્વ દીવાઓ એકદમ સળગ્યા ! રાજકન્યાને આ ચમત્કાર જોઇ આશ્ચર્ય લાગ્યું. એ કેમ થયું તે તે જાણી શકી નહિ. એટલામાં વિક્રમે પોતાનું ગાયન બંધ કર્યું અને ગૃહનો માર્ગ પકડયો. વિક્રમે ગાવું બંધ કર્યું એટલે ગાયનથી સળગેલા દિવાઓ ઓલવાઇ ગયા. રાજકન્યા આશ્ચર્યથી ઘેલી બની ગઇ. ગાવું ચાલુ હતું તેટલીવાર દિવાઓ સળગ્યા હતા અને બંધ પડતાં પોતાની મેળે ઓલવાઇ ગયા, એ જોઇ આ તે ગાયનનોજ પરિણામ છે, એ ત્હેના ધ્યાનમાં આવ્યું. પણ આ આવો અલૌકિક શક્તિનો ગવૈયો કોણ છે; એ ગૂઢ તે ઉકેલી શકી નહિ. આ લોકોત્તર પુરૂષની શોધ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

રાજકન્યાના સ્વયંવરનો દિવસ જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ જૂદા જૂદા દેશના રાજપુત્રોની ચીનના રાજનગરમાં ગિર્દી થવા લાગી. દરેકને રાજકન્યાને વરવાની ઇચ્છા હતી, અને રાજકન્યા પોતાનેજ વરશે એવી દરેકને આશા પણ હતી ! રાજકન્યાની ઇચ્છાથી જેમ રાજપુત્રો આવતા હતા, તેમ દ્રવ્યની આશાએ જૂદી જૂદી કલામાં પ્રવીણ એવા અનેક કિસબીઓની પણ ગર્દી થવા માંડી હતી, રાજકન્યા ગમે તે એકજ રાજ-

પુત્રને મળનાર હતી; પરંતુ આ કિસબીઓને દરેકને ઓછી વત્તી દ્રવ્ય પ્રાપ્તિ થનાર હતી. રાજપુત્રો અને એમની સ્થિતિમાં કેટલું અંતર ! રાજપુત્રપૈકિ એકજ ભાગ્યવાન થશે જ્યારે બાકીના સર્વને નિરાશા વરશે—તો કલાવાન્ પુરૂષોને જેની તેની યોગ્યતા પ્રમાણે સર્વને થોડો ઘણો લાભ થનાર છે. આશા અને નિરાશા એ બે બિન્દુઓમાં રાજપુત્રોનાં મન ઝોલાં ખાતાં હતા—ત્યારે આ કિસબીઓના મનમાં ફક્ત આશાનોજ વાસો હતો. રાજપુત્રોને તેમની બદલનારી સ્થિતિના પ્રમાણમાં આનંદ કિંવા દુઃખ થતું હતું, અને તેને વિકારની છાયા તેમનાં મુખપર સ્પષ્ટ રીતે દેખાતી હતી—પરંતુ આ લોકોના મ્હોં પરતો આનન્દજ છવાઇ રહ્યા હતા. એકત્રિસ રાજપુત્રોમાં એકમેક માટે પ્રેમભાવ ઉત્પન્ન થવાને બદલે દ્વેષ ઉત્પન્ન થતો હતો; પણ બીજા વર્ગમાં એ વાતનો—એ વિકારનો ગન્ધ સુદ્ધાં નહોતો. સ્વયંવર માટે દૂર દૂરના દેશોમાંથી આવેલા—અને આવતા આ હુન્નરી લોકોની રજવાડામાં રોજ હાજરી અપાતી .હતી,તે તે વખતે એ લોકોમાં જેઓ ગાયનકલાભિજ્ઞ હતા તેઓમાંના કોઇનામાં ગાયન શક્તિથી દિવા લગાવવાની કરામત છે કે કેમ ? એ બાબતની રાજકન્યા બારીકાઇથી ચોકસી કરતી. શહેરમાંના ગવૈયાઓમાંથી કોઇ એ કલા જાણે છે કે કેમ તેની પણ તેણે તપાસ કીધી; પરંતુ એમાંનો કોઇપણ એમ કહે નહિ કે અમારામાં એ શક્તિ છે. તેમાંના કેટલાકને તો ગાયનથી દિવા લગાડવાની વાતજ અશક્ય લાગતી ! રાજકન્યાએ ઘણી તપાસ કીધી પણ કંઈ પતો લાગ્યો નહિ.

રાજકન્યાને ગવૈયાનો પત્તો લાગ્યો નહિ, પણ તે પોતાની તપાસ કરે છે એ વાત વિક્રમ જાણી ચુકયો હતો. ઉદ્દેશ તો સંધાયો નથી પણ ગાયનનો ઇષ્ટ ઉપયોગ થયો, એવું જાણી તેને પરાકાષ્ટાનો આનન્દ થયો. તેણે પાછો એક વાર એજ યુક્તિનો અવલંબ કરવાનો નિશ્ચય કર્યો. આ વખતે તેને રાજકન્યાની સ્નાનવાપીનો રસ્તો ખબર હોવાથી ઘાંચીને પણ સાથે લેવાની તેને આવશ્યકતા જણાઇ નહિ. તેણે પોતાનો વિચાર કાયમ કરીને એક રાત્રે સ્નાનવાપીપર જવા બહાર પગલું નાંખ્યું. સ્નાનવાપીપર જવા વખતે તેણે સાથે એક પત્ર લખી લીધો હતો. સ્નાનવાપીપર જઇને તેણે સ્નાન કર્યું અને પૂર્વવત્ ગાવા બેઠો. તેણે રાગદીપકનું પદ ગાયું અને આજે પણ પહેલાંની માફકજ ચમત્કાર થયો. આ વખતે માત્ર અવાજ કયાંથી આવે છે તે ઓળખી. આ અવાજ સ્નાનવાપીપરથી આવે છે એવું ત્હેના લક્ષ્યમાં આવ્યું. આપણી પરવાનગી વગર આવી અર્ધ રાત્રે આપણી સ્નાનવાપીપર

આવીને ગાતો બેસવાનું સાહસ કરનાર આ કોણ હોવો જોઇએ, એ વિષે હેનો તર્ક પુગ્યો નહિ. એ કોઈ તો પણ યક્ષ કિન્નર હોવો જોઇએ, એમજ તેને લાગ્યું. કારણ, કોઇપણ મનુષ્ય આવું સાહસ કરીને કોપને પાત્ર થાય નહિ. તેને આ તેના ધાષ્ટર્યને બદલે તે કોણ છે એ જાણવાની વિશેષ ઉત્કંઠા થઇ. આવા આ વિલક્ષણ પ્રાણીનું પોતાને દર્શન થાય અને શકય હોય તો તેનો પોતાપર અનુગ્રહ થાય, એવી રાજકન્યાને ઇચ્છા ઉત્પન્ન થઈ. તે એકદમ ત્યાં જવા તૈયાર થઇ. તેણે એ વાત કોઇને પણ જણાવી નહિ. રાતની વખતે એકલાં કેમ જવું એ વિશે તેણે સંકોચ રાખ્યો નહિ. તે જવા નિકળી. રાજકન્યા આપણા તરફ આવે છે અને સાથે બીજું કોઇ નથી, એ જોઇ વિક્રમને અત્યાનન્દ થયો. તે પાસે આવી ત્યાં સુધી તે પોતાની જગાપરથી હાલ્યો નહિ; પરંતુ જ્યારે પાસે આવી ત્યારે એકદમ ઉભો રહ્યો. તેને રાજકન્યાએ સહજ સ્ફુર્તિએ નમસ્કાર કરીને "આપ કોણ?" એવો પ્રશ્ન કર્યો. વિક્રમ નિસ્તબ્ધ ઉભો હતો, તેણે તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. તેણે હાથ જોડીને પાછો તેજ પ્રશ્ન પૂછ્યો, અને પોતા પર અનુગ્રહ કરવા માટે પણ વિનંતિ કીધી. આ અપરિચિત રાજકન્યા સાથે ભાષણ કરવું વિક્રમને ઠીક લાગ્યું નહિ. તથાપિ આવી સંધી મળ્યા છતાં પણ જો આપણે આપણો ઉદ્દેશ તેને જણાવીશું નહિ તો ભયંકર ભૂલ થશે એવું ત્હેને લાગ્યું. તેની સાથે બોલવા બેઠા તો વખત જશે અને વધારે ઓછું બોલાઇ જશે એમ ધારી તેણે પોતા સાથે આણેલો પત્ર ત્હેના હાથમાં મૂકયો અને એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### રાજકન્યા.

રાજકન્યાના હાથમાં પત્ર આપી વિક્રમ ત્યાંથી તેની દૃષ્ટિ બહાર થયો, તો પણ આશ્ચર્યથી એકાદ પથ્થરની પુતળી પ્રમાણે તેના માર્ગ તરફ નિશ્ચલ દૃષ્ટિ રાખી લાંબો વખત તેજ જગાપર ઉભી હતી. આ પત્ર હાથમાં આપી પોતા સાથે કાંઈ પણ ન બોલતાં ત્યાંથી એકદમ ચાલી જનાર આ કોણ હોવો જોઇએ, એનો તે ખ્યાલ કરી શકી નહીં. પોતે પુછેલા પ્રશ્નોમાંના એકનો પણ જવાબ

ન વાળતાં એ એકદમ કેમ જતો રહ્યો હશે ? મારી આ વાપીપર કોઇ પણ મનુષ્યને મારી પરવાનગી વગર આવવાની સખ્ત મનાઈ હોવા છતાં, એ અહીં કેમ આવ્યો હશે ? અને નિર્ધાસ્તપણાથી અહીં આવી ગાતો બેસવા તેને યત્કિંચિત પણ બીક લાગી નહીં ? વગેરે અનેક પ્રશ્નો એક પછી એક-કિંવા એકદમજ તેના હ્રદય દેશમાં પ્રવેશ કરવા લાગ્યા. પણ હાલ તે ઉપરના એકે પ્રશ્નોનો ઉત્તર આપવા શક્તિવાન હતી નહીં. તેની મતિ ગુમ બની ગઈ. ત્યાંથી પાછું જવાનું પણ તેને ભાન રહ્યું નહીં. એવી સ્થિતિમાં ઘણો વખત જતો રહ્યો. ગત વાત માટે તેના મનમાં—આશ્ચર્ય ચકિત—મનમાં અનેક વિચાર નિષ્પન્ન થતા હતા. છેલ્લે તે શુદ્ધીમાં આવી અત્રે ગાંડાંની માફક કેટલો વખત ઉભી રહીશ અને આવી અપરાત્રે એકાએક અહીં ઉભી રહેલી કોઇ જોશે તો તેને શું લાગશે ? એવો વિચાર કરી તે રાજવાડાતરફ વળી, અને જેમ ગુપચુપ આવેલી તેમ પાછી જઇ પોતાના શયનપર પડી રહી.

આવી વિચારગ્રસ્ત સ્થિતિમાં તેને ઉંઘ તે ક્યાંથી આવે ? વિચારોના સામ્રાજ્યથી આટલીવાર પત્રનું ભાનજ રહ્યું નહીં; પરંતુ હવે તેની સ્મૃતી થઇ. પત્રમાં શું છે તે જાણવાની તેને ઉત્કંઠ ઇચ્છા ઉત્પન્ન થઇ. તરત તે ઉઠીને બેઠી. દીવો પાસે લીધો અને કેડે ખોસેલો પત્ર કાઢી દીવા સામે ધરી તે વાંચવા શરૂઆત કીધી. પત્ર વંચાયો કે તરત તેની પાછી ગડીવાળી પૂર્વ સ્થળે મૂક્યો; પણ એકવાર વાંચવાથી તેનું સમાધાન થયું નહીં. ગત વાતોનો કાંઇ તો પણ નિકાલ થયાથી વાસ્તવિક રીતે તેને સામાધાન થવું જોઇએ; પણ તેનું યત્કિંચિત્ પણ ચિન્હ તેની મુખ મુદ્રાપર તેજ મારતું નથી. થોડો વખત તે તેમજ બેઠી. પછી તેણે પાછો તે પત્ર બહાર કાઢી વાંચ્યો. પાછી તેની ગડીવાળી અને પુનઃ તે ઉઘાડી વાંચવા શરૂઆત કીધી, એવી રીતે તેણે તે કાગળ લગભગ ચાર પાંચ વાર વાંચ્યો, અને છેલ્લે એક દીર્ઘ ઉચ્છ-વાસ છોડી બોલી કે “આપે ખુલ્લાસો કીધો, પણ તે પૂર્ણ કેમ કર્યો નહીં ? આ પત્ર પુગ્યા પહેલાંજ આપની શોધ કરવાનો, મારો વીચાર હતોજ, અને હજી પણ તે છેજ ! આપનું મુખ કમળ જો સ્પષ્ટપણે—મારા જોવામાં આવ્યું હોત તો પણ હું તમને નગરમાંથી શોધી કાઢત પણ તે નિર્દય અત્રે આવતી વખતે ગાઢ અંધકાર કરીને દાવ સાધ્યો ! આપનો ગાન કુશલ શબ્દ સાંભળ્યો, પણ આપનું મધુર ભાષણ સાંભળવાની સંધી મળી નહીં. નહિતર દરેક માણસ સાથે બોલી મેં આપના અવાજ પરથી ઓળખી કાઢ્યા હોત પણ આપે તે સાધન પણ મને પ્રાપ્ત કરવા દીધું નહીં ! આપે આપનો પત્તો

કેમ નહીં આપ્યો? આપ સરખા શૂર માણસને રાજદંડની એટલી બધી બીક કેમ લાગી? હવે હું આપનો કેવી રીતે પત્તો મેળવું?"

એવી રીતે ઘણો વખત સુધી સ્વગતજ બોલતી હતી અને રાત્રી ક્યારે એકવાર પુરી થાય એમ તેને થયું હતું. પણ રાત્રી પુરી થાય તોબી શું થનાર હતું? વિક્રમે પોતાનો પત્તો ન આપ્યાથી ઉત્પન્ન થયલા અજ્ઞાનાંધકારને શું દિવસનો પ્રકાશ નાશ કરનાર હતો? ઘેલું મન કહેવાય છે તે આ. રાજકન્યાને લાગ્યું કે સૂર્ય પ્રકાશથી સૃષ્ટિ ઉજ્જ્વલિત થઇ એટલે મને વિક્રમની રહેવાની જગા દેખાશે! નીત્યની માફક વખત જઇ નિશાન્તે સૂર્ય પ્રકાશ થયો અર્થાત્ સહવાર થયું. રાજકન્યાની પ્રિયદાસી પોતાના સ્વામીનીને ઉઠાડવા તેના શયન મંદિરમાં પેઠી; પણ આજે તેની પહેલાંજ સ્વામિની ઉઠેલી જોઈ તે આશ્ચર્ય પામી. રોજની માફક તેની મુખમુદ્રા પણ આજે આનંદિત દેખાઇ નહીં. રાત્રીના જાગરણથી અને વિચારના ત્રાસથી તેના મુખકમળપર ઉદાસીનતાની છાયા વિસ્તૃત થયલી દેખાતી હતી. તેના સ્વયંવરનો દિવસ પાસે પાસે આવવા લાગ્યો; હવે ફક્ત ત્રણ દીવસનોજ અવકાશ હતો. અનેક દેશના ધન વૈભવ સંપન્ન રાજકુમારો તેના પાણી ગ્રહણ માટે એકત્ર થવાથી સર્વત્ર આનંદ સામ્રાજ્ય હોવા છતાં તે સામ્રાજ્યની અધિષ્ઠાત્રી દેવતા આમ ખિન્ન જોઇને દાસીને અત્યંત કૌતક લાગ્યું. એ એકાએક શું થયું? કાલ સુધી આનંદી દેખાતો એનો ચહેરો આજે એકાએક મ્લાન કેમ થઇ ગયો. તે સમજાયું નહીં. તેણે બોલતાં બોલતાં હળવેજ તેનું કારણ રાજકન્યાને પૂછ્યું. પોતાની ચિંતાની ભાગીયણ થઇ કોઇ ઉપાય સૂઝાડે એવી યોગ્ય દાસી ફક્ત એજ હોવાથી રાજકન્યા પોતાની સર્વ હકીકત કહેવા લાગી. "આ જો તે પત્ર. આ પરથી કાંઇ શોધ લાગે તો કહે."

એમ કહી તેણે તે પત્ર દાસીના હાથમાં આપ્યો. દાસી તે લક્ષ પૂર્વક વાંચીને, તે બોલી 'બાઇ સાહેબ! બોલવું જોઇએ નહીં, પણ રહેવાતું નથી માટે કહું છું. ક્ષમા કરજો. સ્વયંવરમાં કન્યાએ સ્વતઃવર શોધવાનો આ વખતે તેનો હક્ક છે પણ તમારી ચુંટણીમાં મદદરૂપ થવા હું એક વાત કહું છું તે સાંભળો. મને લાગે છે કે આજ પુરૂષ તમારે માટે યોગ્ય પતિ છે."

"પણ તેનો પત્તો કેમ લાગે?"

"પત્તો લગાવવાની ખટપટ શાને? તેજ પોતે સ્વયંવરના દરબારમાં આવશે, ત્યાં તેને ઓળખજો, એટલે થયું."

"પણ ઘેલી ! હું જો તેને ઓળખતી હોત તો તેનો પત્તો તને શાને પુછતે? વળી જો, તે અહીં કાંઇ રાજાના વેષમાં આવ્યા નથી. પછી તેનો દરબારમાં કેમ પત્તો લાગે ?

"હા બાઇ, એ પણ એક મોટી પંચાતજ છે. તે તદ્દન ગરીબના વેષમાં આવેલા છે એમ પોતાના પત્રમાં લખે છે એ હુંતો બાઇ તદ્દન ભુભુલીજ ગઇ હતી. તેનો પત્તો મેળવવા મનેતો સ્વામિની! એકજ રસ્તો દીસે છે."

"કયો વારૂ ? પીતાજીને આ વાત અગવલ કરવી એજ ?"

"નહિ નહિ ! બિલકુલ ગુપ્ત રીતે આ કામ થશે, એવોજ ઉપાય છે.

"હેં ! ત્યારે કહે જલદી."

"બાઇ સાહેબ ! આપ દિવ્ય દૃષ્ટિથી તેમનો પત્તો મેળવો. આપને એ વિદ્યા અવગત છે, તેનો હમણાં ઉપયોગ કરવાનો નહીંતો કયારે ?"

"ખરેખર, એ વાત સાચી !"

એવો વિચાર કરી રાજકન્યાએ પ્રાતર્વિધિ સમાપ્ત કરી સ્નાન કીધું અને દેવઘરમાં જઇ સમાધી લગાવી ધ્યાનરત બેઠી હતી, તે વેળા તેની દાસી દ્વાર આગળ ઉભી હતી. તે વિક્રમનો પત્ર હાથમાં લઇ પાછો વાંચવા લાગી. વાંચકવૃંદ ! તમને ય પણ તે પત્રમાં શું લખ્યું હતું તે જાણવાની પ્રબળ ઉત્કંઠા થઈ હશેજ. જુઓ, દાસી તે પત્ર વાંચે છેઃ—

"હે ચતુર્દશ વિદ્યાવિભૂષિત ચીનની રાજકન્યા ! હું આર્યાવર્તમાંની ઉજ્જયની નગરીનો રાજા છું. મારૂં નામ વિક્રમાદિત્ય તારા પિતા તરફથી મને તારા સ્વયંવરનું આમંત્રણ આવ્યા પૂર્વેજ મેં કાંઈ વિલક્ષણ કારણસર તારા સ્વયંવરની ખબર મેળવી.

અહીં આવ્યો છું. મારી સાથે રાજવૈભવનાં ચિન્હો મુદ્દલ નથી. હું એકલોજ આવ્યો છું. એથી કોઇ મને ઓળખી શક્યું નહીં. હું ગુપ્ત વેશમાં રહું છું. એનું કારણ ઉપર નિર્દિષ્ટ પ્રસંગ તો છેજ; પણ હું તારા પિતાજીની ગેરસમજુતીથી કોપનો બલી થઇ પડયો છું, એ પણ એક તેનું બીજું કારણ છે. કેટલાક રાજાઓ તારા પિતાનો રાજવૈભવ જોઇ તેનીસાથે સખ્ય કરવા માંગે છે, ત્યારે બીજા કેટલાએક રાજાઓ તારા રૂપ વૈભવ પર મોહિત થઇ તારી પાણીગ્રહણની ઇચ્છા કરતા હશે; પણ મારો ઉદ્દેશ એમાંનો એકપણ ન હોઈ હું તારા ગુણોપર લુબ્ધ થયો છું. તારી વિદ્યાનો મને ઉપયોગ છે. મારાપર સંકટ આવેલું છે અને તેના નિવારણ માટે મને તારૂં સહાય્ય આવશ્યક છે.

તને મળી મારી ઓળખાણુ કરી આપ્યા વગર અન્યમાર્ગ ઉચિત ન હોવાથી હું તારી સ્નાનવાપીપર અર્ધ રાત્રે ચોરી બારીએ આવ્યો, તેની મને ક્ષમા કર. વિશેષ કાંઈ લખતો નથી. તું સુજ્ઞ છે, તેથી આટલામાંજ સમજીશ એવી ખાત્રી છે. આ ચીન દેશના વૈભવ જલ-સંચયમાં કમલ પ્રમાણે રહેનારી રાજકન્યા ! તારી પાછળ તારા સ્નેહ મધુપર લુબ્ધ થઇને ગીતનો મધુર ગુંજારવ કરનાર ભ્રમર, વિક્રમ. '

આ પત્ર વાંચી રાજકન્યાની વૃત્તિ વિક્રમ તરફ વળી અને ઉપર લખ્યા પ્રમાણે તેની સ્થિતિ થઇ, તેમાં શું નવાઇ ! વૈભવ અને રૂપ ક્ષણભંગુર છે. તેનો ક્યારે નાશ થશે તે કહી શકાય નહીં. ગુણુ જે કહેવાય છે તે માત્ર તેના જેવો નાશવંત નથી. તે દિનપ્રતિદિન લેશ પણુ કમી ન થતાં વૃદ્ધિગતજ થતો જાય છે. રૂપ વૈભવ સરખી ક્ષણિક તરફ ઉત્પન્ન થયલી પ્રીતિ પણુ ક્ષણિકજ હોવાની. માટે ગુણજન્ય પ્રીતી અબાધિત હોય છે, એવો વિચાર કરીને રાજકન્યા સ્થિરચિત્ત થઇ. આજ સુધી અનેક રાજપુત્રોનાં વર્ણન સાંભળ્યાં હતાં પણુ તેમાંથી એકે પણુ તેના ગુણનું અને વિદ્યાતું સંમર્પક સાધન કરે એવો મનોદય વ્યક્ત કીધેલો નહીં. તેથી તેનો પ્રેમપ્રવાહ રસ્તા માંના પર્વતપ્રાય આડા આવનાર રાજપુત્રોને બાજુ સારી વિક્રમ તરફ વળ્યો એમાં આશ્ચર્ય શું ?

રાજકન્યાએ સમાધી ઉતારી તથાપિ તેનું મુખ પૂર્વવત્ પ્રસન્ન દેખાયું નહીં, તેણે પોતાની સેવાતત્પર દાસીને હાંક મારી. તે પાસે આવતાંજ રાજકન્યા બોલી " તે મહાભાગનો કાંઇ પૂર્ણ પત્તો મળ્યો નથી. "

દાસી બોલી " પૂર્ણ નહિ કેમ, પણુ થોડો ઘણો તો લાગ્યો કેની ! તેટલાપરથીજ આપણે તેની શોધ કાઢિશું. આપને શું સમઝાયું તેતો કહો ! "

" તે મહાભાગ એક ઘાંચીને ત્યાં રહે છે અને તેનાપર કોઇ દેવતાનો કૃપા પ્રસાદ છે, એટલુંજ મને કળાયુ છે. "

" મને લાગે છે કે, તમે એક દિવ્ય કામ કરવાનું જાહેર કરો, એટલે તે પોતાની મેળેજ ઓળખાઇ આવશે."

" દિવ્ય શું કરવું તે તુંજ કહે. "

દાસીએ થોડીવાર વિચાર કરીને રાજકન્યાને કહ્યું—" તમે આપણા શહેરના સર્વ ઘાંચીઓને ઘેર તેડીને આ રાજા વિષે પુછો. "

" પણુ તે રાજા છે એજ મૂળમાં તેના આશ્રયદાતાઓને ખબર નથી. કારણુ, તે ગુપ્ત વેષમાં રહે છે. વળી, પિતાજીએ તેને શિક્ષા કીધેલી હોવાથી

એવા ગુન્હેગાર અપરાધીને આશ્રય આપ્યાનું કબુલ કરીને સ્વતઃ તે રાજદંડ માટે પાત્ર થવા કોણ તૈયાર થશે ?"

પછી દાસી બોલી—"તો તે ઘાંચીઓને તેડી કાંઇ અમાનુષ કામ કરવા ફરમાવો. અને તેમ ન કરનાર માટે એક ભયંકર શિક્ષાનું ભય તેમના અંતઃકરણમાં પેદા કરો. એટલે પોતાના આશ્રયદાતાના રક્ષણ માટે પોતાના પ્રસન્ન દેવતાના આશ્રયથી વિક્રમ તે કાર્ય તેની પાસે કરાવશે. અને આ યુક્તિ પ્રયુક્તિથી આપણને જલદીજ તેનો પત્તો લાગશે."

"વાહ! આ તારી યુક્તિ તો ખરેખર કાર્યસાધક છે. પણ એવું દિવ્ય કયું કહેવું. ?"

"ઘાંચીઓને શોભશે એવુંજ કાર્ય કહેવું જોઇએ. તેઓને એક દિવસની મુદત આપી એક હજાર ખાંડી તેલ લાવી આપવા કહેવું. જે એટલું તેલ લાવી આપશે તેને ત્યાં વિક્રમ છે એમ સમજવું."

"ઠીક છે. આ તારી જુકતી હું હમણાંજ અમલમાં આણું છું."

એમ કહી રાજકન્યા દેવ ઘરમાંથી ઉઠી. અને તુરત પોતાના એક બાહોશ દૂત મારફતે શહેરમાંના સર્વે ઘાંચીઓને ઘેર તેડી એક હજાર ખાંડી સ્વચ્છ તેલ કાલે સવારે સૂર્યોદય થતી વેળા પ્રત્યેકે હાજર કીધું જોઇએ, અને જે નહિ આણશે તેને સૂળીપર ચઢાવવામાં આવશે, એવી તાકીદ આપી. રાજકન્યાનો આ વિચિત્ર હુકમ સાંભળી પ્રત્યેકને આશ્ચર્ય લાગ્યું. નહીં આણ્યું તો શૂળીપર ચઢવું પડશે. વિક્રમનો આશ્રયદાતાજ તેમાંથી કેમ છુટશે ? તેણે ઘેર જઇને આ સર્વ હકિકત પોતાની બાયડીને કહી. કાલે પોતાનો વર મૃત્યુવશ થનાર અને પછી પોતે આ દારિદ્રાવસ્થામાં અનાશ્રિત બનશું વગેરે વિચારો મનમાં આવ્યાથી, તે પણ રડવા લાગી. આ રડારડ સાંભળીને વિક્રમે તેઓની પાસે આવી પૂછ્યું, "ત્યારે તેઓએ આ સર્વ બીના કહી. તે સાંભળી રાજ કન્યાની—આ વિચિત્ર આજ્ઞાનું તેને પણ આશ્ચર્ય થયું. તથાપિ પોતાના આશ્રયદાતાને ઉપયોગી થવાની આ સર્વોત્તમ સંધિ છે, એમ જોઇ તેણે તેનું સમાધાન કર્યું અને કહ્યું કે "બાબા! તમે એની ફિકર રાખશો નહિં. તમારે માટે એટલું તેલ મેળવવાની હું ખટપટ કરૂં છું!"

આ મારે માટે શું ખટપટ કરનાર છે તે ઘાંચીને સમજાઇ શક્યું નહીં. તથાપિ બુડતા માણસને ઘાસનો પણ આધાર, તે પ્રમાણે તેના શબ્દનો બોજ રાખ્યો. વિક્રમ શુચિર્ભૂત થઇને પોતાના પ્રસન્નદેવતાની આરાધના કરવા બેઠો. દેવાતાએ તેની આરાધનાનુરૂપ રાત્રેને રાત્રે હજાર ખાંડી તેલ ત્યાં આણી મૂક્યું. બીજે દિવસે તે તેલ જોઇ ઘાંચીને અત્યંત સમાધાન થયું. પુનર્જન્મ

પ્રાપ્ત થયાનો તેને આનંદ થયો. જે નિરાશ્રિતને મનમાં આવે તેમ અને ફાવે તેમ આપણે બોલતા હતા તે જ સંકટ સમયે આપણને કામ આવ્યો, એમ જોઇ ઘાંચીને અને તેની બાયડીને ગત કર્મો માટે પશ્ચાત્તાપ થયો. પછી ઘાંચીએ તે તેલ લઇ જઇ રજવાડામાં દાખલ કર્યું. રાજકન્યાને જે જોઇતું હતું તે સાધ્ય થયું. તેણે પોતાનો હુકમ રદ કરી બીજા ઘાંચીઓને ચિંતામાંથી મુક્ત કર્યા. રાજકન્યાએ ઘાંચીને પૂછ્યું કે તારે ત્યાં કોણ કોણ માણસો છે ?"

" હું, મારી બાયડી અને એક અનાથ પાળેલો છોકરો, મળી ત્રણ જણ છીએ." એમ કહેતાં વારમાંજ તે છોકરાને ત્યાં લઇ આવવા રાજકન્યાએ હુકમ કીધો. આજ્ઞાનુરૂપ વિક્રમ ત્યાં આવ્યો. એકમેકને જોઇને પરસ્પર આનંદ થયો. બીજે દિવસે સ્વયંવર હતો તેથી આ છોકરાને લઇ ત્યાં હાજર થવા તેને કહ્યું. આ છોકરો રાજા વિક્રમ હોવાનું ઘાંચીને ખબર ન હોવાથી તેને પાછું આ રાજકન્યાના હુકમથી નવલ લાગ્યું. પણ રાજકન્યાની આજ્ઞા માની તેણે તેમ કરવાનો નિશ્ચય કર્યો. રાજકન્યાએ તેને કિમતી બક્ષિસ આપી. તેમાંથી તેણે વિક્રમમાટે એક ઉંચો પોશાક ખરીદ કર્યો, અને બીજા દિવસની વાટ જોતો બેઠો.

વિક્રમનો તે વખતનો આનંદ અવર્ણનીય છે. તેનું ઇચ્છિત કાર્ય પાર પાડવાનો સમય સમીપ આવ્યો. પણ આ વાત તેની પ્રસન્નચિત્તવૃત્તિને લાગી તેટલી સહેલી હતી શું ?

## પ્રકરણ ૮ મું.

### સ્વયંવર.

રજવાડામાંથી ઘાંચી પાછો ઘેર આવ્યો ત્યારે પોતે સ્વલ્પ સૃષ્ટિમાંજ હોવાનો તેને ભાસ થયો. પોતે આશ્રય આપીને પુત્રવત્ પાળેલો છોકરો કોણ છે તે વાસ્તવિક રીતે તે જાણતો નહીં. ચોર તરીકે રાજદંડને પાત્ર થયલો આ દેખાય છે, પણ એ કોઇ બીજોજ હોવો જોઇએ. પ્રત્યક્ષ તેનેજ પુછવાથી એ કાંઇ દાદ દેતો નથી. એ કોઇ તોપણ પ્રબલ રાજા હોવો જોઇએ, એમ તેને લાગ્યું. પણ ત્યારે આમ મારે ઘેરે રહી આમ દારિદ્રય દુઃખ કેમ ભોગવે છો? જો રાજા છે એમ નહિ કહીએ, તો રાજકન્યાનું મન એનાપર કેમજ ગયું? અથવા તો એ કોઇ પ્રબલશક્તિ યોગી હોવો જોઇએ; નહીં તો એક

મનુષ્ય માટે અશક્ય એવું કામ એ કેમ કરી શકતે? નહિંતર એ દેવજ મનુષ્યરૂપે અહીં રહે છે. પણ—દેવ તો બી કેમ કહેવાય? દેવ હોવા છતાં રાજદંડ કેમ ભોગવે?—અનેક દુઃખનું આશ્રયસ્થાન એવો નરદેહ એને લેવાનું કારણ શું? મારાપર પ્રસન્ન થઇને મને તારવા માટે અહીં આવ્યો એમ કહીએ તો એટલું મારૂં પુણ્ય ક્યાંનું? સર્વ જન્મ સંસારની ધાલમેલમાં ખોયો, તેનાપર દેવ તે પ્રસન્ન કયમ થાય? વારૂં, મને ખબર પાડયા વિનાજ પુણ્યપ્રભાવથી દેવ મારાપર અનુગ્રહ કરવા આવ્યો કહીએ, તો મારા પૂર્વસંસારની દગદગ હજી કેમ છૂટી નહીં? સર્વજ આશ્ચર્ય! કાંઇજ સમજાતું નથી. તેલીને એ કોડું ઉકલ્યું નહીં. એ ગરીબ નથી, રાજા નથી, માણસ નથી, દેવ નથી, પછી એને કહેવો શું? આજ લાંબા વખતથી વિક્રમ તેનો પરિચિત થયો હતો, તેઓનું પિતા પુત્રવત્ પ્રેમ અવ્યાહત્ ચાલુજ હતું, પણ વિક્રમ કોણ હતો તે હજી તેને સમજાયું નહીં. એવી આશ્ચર્યમગ્ન સ્થિતિમાં તે દિવસ પસાર થયો. રાત્રી થઇ. કાલે ઉઠીને સ્વયંવરમાં જવાની વિવેચના શરૂ થઇ. પોતે કાલે ત્યાં જનાર, પણ સભાસ્થાનમાં આપણો પ્રવેશ કેમ થશે, એજ સમજાયું નહીં. રાજકન્યાએ હજાર ખાંડી તેલ એકદમ માગ્યું શું કરવા? તેનું કારણ શું? અને તે તેલની છગણી કિમત બક્ષિસ આપી, એનો અર્થ શું? છટ! એનો નિકાલ મારાથી થવો અશક્ય! આ છોકરાને જોઇને તેની ચિત્તવૃત્તિ એકદમ પ્રસન્ન કેમ થઈ? અનેક રૂપવૈભવસંપન્ન રાજપુત્ર તેની પ્રાપ્તિની લાલસાથી એકત્ર થયલા છતાં મારા સરિખા યઃ કશ્ચિત્ મનુષ્યના આશ્રિત માણસપર તેનું ચિત્ત લાગ્યું એ શું? મને તો એ જુદુંજ પ્રકરણ લાગે છે. હશે વ્યર્થ મગજને ત્રાસ શાને આપવો' એવો વિચાર કરી તેણે એ બાબતજ પડતી મુકી. પણ એ વિચાર એમ સ્હેજમાં થોડોજ છુટનાર હતો? તેની વૃત્તિ ભ્રમિષ્ટના જેવી થઇ. કાલે રાજગૃહમાં કેવી રીતે પ્રવેશ કરવો એનીજ તેને મોટી ચિંતા થઇ. છેલ્લે આજદીનસુધી એકંદર વાતો જેની સત્તા પ્રવાહથી ઘડી આવી તેજ લીલા નાટકી પ્રભુપર બોજ મૂકી તે સ્વસ્થ બેઠો.

વિક્રમની ચિત્તવૃત્તિ પણ એવીજ વિચિત્ર થઇ ગઇ હતી. પણ તે ઘાંચીની પેઠે આશ્ચર્યથી થઇ હતી નહીં. તે દરેક બાબતથી જ્ઞાત હતો. સર્વ વાતો તેને સૂર્યપ્રકાશ પ્રમાણે સ્વચ્છ દેખાતી હતી; સૂર્ય પ્રકાશમાં સૂર્ય તરફ જોવાથી સ્પષ્ટ દેખાતો નથી તેમ, બીજી વાતો જો કે ઉઘાડી દીસતી હતી તોપણ રાજકન્યા પ્રાપ્ત થશે કે નહીં એ માટે તેને શંકાજ હતી. પોતે કોણ છે એ રાજકન્યાને ખબર પડયું છે, તેનું પોતાપર શુદ્ધ પ્રેમ હોવાનું તે જાણે

છે, સ્વયંવરમાં વર નિવડવા તેને પૂર્ણ અખત્યાર છે, તથાપિ તેના પિતાની –જો અનિચ્છા હોય તો–આડું આવવાનો સંભવ હોવાથી અદૃષ્ટમાં શું છે તે સમજાયું નહીં. પોતાનાપર આવેલા સંકટમાંથી પાર પડયો, ઇચ્છિત કાર્ય સિદ્ધ થવાનો સમય આવ્યો, ઇષ્ટ હેતુ સાધવાનો માર્ગ પણ ઘણોખરો સ્વલ્પ થયો, રાજકન્યા પ્રાપ્ત થઇ એટલે યોગી અને તેના શિષ્યનું પારિપત્ય કરવાનો સમય સમીપ આવ્યો, વગેરે વિચારો તેના મનમાં એકપછી એક આવવા લાગ્યા. એટલે તેને આનંદ થયો. પણ "There are many slips, between the cup and lips." એ ન્યાયે તેના વિચારોનું સામ્રાજ્ય એકદમ ક્રાંતિ પામતું. પણ તે વિચાર ઘણો લાંબો વખત ટકતો નહીં. આશા પુનઃ આનંદસાગરમાં બુડાડતી, અને તેથી ઉદ્વેગજનક વિચારોને દીર્ઘ કાળ થારો ન મળવાથી તે સુખ સમુદ્રમાં સ્વેચ્છે તરણ પામતો.

રજવાડામાંના દરબારનું ભવ્ય દિવાનખાનું આ સ્વયંવર માટે શણગારીને તૈયાર કરવામાં આવ્યું હતું. નિમંત્રિત રાજપુત્રો માટે સોનાથી મઢેલાં નેતરાસનો ( Chairs ) ઉભય બાજુએ ગોઠવ્યાં હતાં. રાજપુત્રોના આસનોના પાર્શ્વ ભાગપર તે તે રાજપુત્રોના સેવકજન માટે તેઓનું યોગ્યતાનુરૂપ જગ્યા રાખવામાં આવી હતી. મધ્યભાગે ચિનના રાજાનું સિંહાસન હતું. તેની બન્ને બાજુએ તેના મિત્રમંડળ માટે તેઓની લાયકાત મુજબ જગ્યા રોકવામાં આવી હતી. રાજાના દક્ષિણ કર તરફ પ્રથમ સ્થાન ધર્મગુરૂ માટે માંડયું હતું. મંડપમાં પેસવાનો દરવાજો કદલીસ્થંભવડે સુશોભિત બનાવ્યો હતો. આ દરવાજાની અંદરની બાજુએ અને રાજપુત્રો બેસવાની જગા પાસે પ્રેક્ષક સમુદાય માટે બેસવા જગા રોકી હતી. તેથી દરેક રાજપુત્ર તેની સામેથી જવાથી રાજપુત્રોને જોવાની તેની ઇચ્છા અનાયાસે તૃપ્ત થતી હતી. દ્વારબહાર વાજીંત્રી નિજ નિજ વાદ્યયંત્ર સાથે સજ્જ થઇ બેઠેલા હતા. તેની પેલીગમ બન્ને બાજુપર સેનાસિપાઇઓ નગ્ન તરવારો લઇ આવનાર રાજપુત્રોને સલામતી આપવા ઉભા કીધા હતા. બહાર આગળ રાજાના મંત્રીઓ રાજપુત્રોના સ્વાગત માટે ખડા હતા. સર્વત્ર આનંદ, આનંદ, અને આનંદ !!!

પોતાને સગવડભરી સારી જગા પ્રાપ્ત કરવા સભાસ્થાનમાં પ્રેક્ષકવર્ગની પ્રાતઃકાળથીજ ગીર્દી થવા લાગી હતી. વિક્રમ અને તેનો આશ્રયદાતા ઘાંચી સર્વેની પૂર્વેજ આવી પ્રેક્ષકો માટે રાખેલી જગાને અગ્રસ્થાનેજ આવી બેઠા. તેઓના ધારવા પ્રમાણે તેઓનો બિલકુલ અનાદર વા અડચણ ન થતાં પ્રવેશ

થઇ ઇચ્છા પ્રમાણે સારી જગા મળી હતી. સૂર્યોદય થતાંજ એકપછી એક એમ રાજપુત્રો સભાસ્થાનમાં એકત્ર થવા લાગ્યા. તેઓના ભાલદારોએ તેમનું નામ અને પદવી પોકારી તેમ તેમ તેઓને યોગ્ય સત્કાર કરીને તેઓની ખાસ જગાપર બેસાડવામાં આવ્યા. એ પ્રકારે થોડા સમયમાંજ સભાગૃહ ચિકાર ભરાઇ ગયું. વાદ્યો વાગવા લાગ્યાં. રાજાસાહેબ પોતાના પરિવાર સાથે દરબારમાં આવી હાજર થયા. સર્વેએ ઉઠી તેમનું સ્વાગત કર્યું. પછી મુખ્ય પ્રધાને તેમની ઔપચારિક રીતે એકત્ર થયલા રાજપુત્રોની ઓળખાણ કરાવી આપી. નિમંત્રણ કીધેલા કુમારગણે તત્ર પધારી–આ મંગળ સમારંભમાં શોભા વૃદ્ધિ કર્યા માટે રાજાસાહેબે સંતોષ વ્યકત કરીને સર્વેનો આભાર માન્યો; પરંતુ ત્યાં એક સ્થાન બાકી દેખાયું. ચોકસી કરતાં ઉર્જયની પતિ વિક્રમાદિત્યનું તે સ્થાન હોવાનું માલમ પડયું. તેના પ્રધાન તરફથી તે સ્વયંવરમાટે ઉર્જયનીથી રવાના થઇ ચુકયાનું લખાણ આવ્યા છતાં સ્વતઃ વિક્રમાદિત્ય આ પ્રસંગે હાજર કેમ નથી, તે જોઈ સર્વ આશ્ચર્ય પામ્યા, વિક્રમ જાતે આ બધો ઘાટ નિહાળતો હતોજ; પણ પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરવાનો યોગ્ય અને ઉચિત સમય હજી સમીપ આવ્યો નથી જોઇ તે સ્વસ્થાને સ્વસ્થ બેઠો રહ્યો.

સર્વ સભાજન સ્થાનાપન્ન થયા પછી રાજાજ્ઞાથી એક વેત્રધારી રાજકન્યાને લાવવા અંતઃપુરમાં ગયો. પિતાનો સંદેશ આવતાં વિવાહવેષ ધારણ કરેલી રાજકન્યા પોતાની માતાને અને તદીતર વડીલ મંડળને વંદન કરીને અને તેઓનો મંગળ આશીર્વાદ લઇ સભાસ્થાને જવા નીકળી. એક સુવર્ણ પાત્રમાં વિવાહમાળા–લઇને તેની પ્રિય સહચરી તેની સાથે ગઇ. રાજાના સિંહાસન પછવાડેનો નેપથ્ય દૂર સારી રાજકન્યા, તેની દાસી અને વેત્રધારી એઓએ સભાસ્થાનમાં પ્રવેશ કર્યો. અત્યારસુધી સ્થાન શોભા જોવામાં નિમગ્ન જનનાં નેત્રોએ અને પરસ્પર બોલચાલમાં નિમગ્ન મનોએ પોતાનો ઉદ્યોગ સર્વથા મૂકી દઇ એકદમ રાજકન્યા તરફ લાગ્યાં. હજારો પ્રેક્ષકનાં મન એકજ વિષયમાં તલ્લીન થયાં. સર્વત્ર શાંતતાનું નિવાસસ્થાન બન્યું. રાજકન્યાએ સભાસ્થાનમાં પ્રવેશ કરતાં વારમાંજ પ્રથમતઃ ધર્મગુરૂને, પછી પીતાને અને તદનંતર ઇતર મંત્રિમંડળને પ્રણામ કરી તેઓનો આશિર્વાદ ગ્રહણ કીધો, અને પિત્રાજ્ઞાથી રાજકુમારો બેઠેલા ભાગ તરફ તે વળી.–રાજાજ્ઞાથી મુખ્ય પ્રધાન તેની સાથે જઇ દરેક રાજપુત્રનું વર્ણન કરી તેની ઓળખાણ કરાવતો હતો. એ હવે કોને વરે છે અને કોનો ભાગ્યોદય થાય છે એ જોવામાં

સર્વેનાં મન એક ચિત્ત થયાં હતાં. પ્રત્યેક રાજપુત્રનું યથા સાંગ વર્ણન કરી પ્રધાનજી ક્ષણ માત્ર ત્યાં ઉભો રહેતો અને તે તેને માળ આરોપતી નથી એમ જોઇ, બીજા તરફ જતો. એમ કરતાં કરતાં સર્વ રાજપુત્રો પાસેથી તેઓ પસાર થયાં. પરંતુ તે પૈકી કોઇનેજ વરી નહીં. પેહેલાંના રાજ પુત્રોને છોડી રાજકન્યા પોતા પાસે આવી એમ જોઇ તે હવે મારાજ ગળામાં વરમાળ ઘાલશે એમ ધારી દરેકને, આનંદ થઇ તેનું મુખકમળ પ્રફુલ્લિત થયલું દેખાતું; પરંતુ તે હવે તેને માળ ન પહેરાવતાં આગળ ચાલેલી જોઇ તેજ પ્રફુલ્લિત મુખ તત્ક્ષણે મ્લાન થતું હતું.

આપણે કયાં વ્યર્થ આવ્યા? આ અપમાન આપણને જનોપહાસ માટે પાત્ર કરનાર છે—એવો વિચાર આવી તેઓનો સઘળો ઉત્સાહ સમૂળ નાશ પામ્યો. આપણમાંનો કોણ ભાગ્યવાન થાય છે, તે તેઓ અત્યંત ઉત્સુકતાથી જોતા હતા, અને જેમ જેમ તે આગળ વધતી તેમ તેમ આ માળામાં હું એકલોજ ન હોતાં બીજા ઘણા સમદુ:ખી મણકા છે એમ જોઇ તે પોતાના દુ:ખનું વિસ્મરણ કરતા. પણ જ્યારે રાજકન્યા કોઇનેજ માળ પેહેરાવતી નથી, એમ જ્યાર જાણ્યું ત્યારે મારા કરતાં એને બીજો કોણ યોગ્ય પતિ મળવાનો છે ? આપણામાંના કોઇને એકને પણ એ વરતી નથી ત્યારે નક્કી એ ઘેલી છે અને પોતાનામાં કઇ કમીપણું નથી, એમ ધારી પોતાનું સમાધાન કરતા હતા. રાજાને પણ આ તેની કૃતિ જોઇ આશ્ચર્ય લાગ્યું અને ક્રોધ પણ ઉપજ્યો. આ સ્વયંવરની વ્યર્થ ખટપટ કરી આ રાજપુત્રોને નકામો ત્રાસ દીધો એમ તેને લાગ્યુ. સર્વજણા એવી રીતી નિજનિજ સ્થાને આશ્ચર્યયુક્ત બેઠા છે, એટલામાં રાજકન્યાએ પ્રેક્ષકવર્ગમાં બેઠેલા વિક્રમના ગળામાં માળ પહેરાવી. એ જોતાં તેનું કુતોહળ દ્વિગુણિત થયું. રાજાને તો આ તેની કૃતિનો સંતાપ થયો. તે પોતાના સિંહાસનપરથી ઉતરીને તેની પાસે જઇ ક્રોધથી બોલ્યો—"અભાગી ! તેં આ શું કીધુ ? આજે મારા કુળને અને આબરૂને બટ્ટો લગાવ્યો. સ્વયંવરના અધિકારનો તું આવો દુરૂપયોગ કરીશ એમ જો મને પૂર્વેજ માલમ હોતતો, મેં તારા સ્વયંવરની આ ખટપટજ માંડીવાળી મને પસંદ પડે એવા યોગ્ય વર સાથેજ તારો વિવાહ કરત. તું વિદ્યાસંપન્ન અને સુશિલ હોવાનો તારો લૌકિક છે અને મારી પણ આ ક્ષણ સુધી એવીજ સમઝ હતી; પણ તે ખ્યાલ તદ્દન ખોટો હતો એનો મને આજે પ્રત્યય આવ્યો. તે આજે મારી સારી સરખી ફજેતી કરાવી. જા હવે તારા પતિ સાથે મારી સામે ઉભા પણ રહીશ નહીં !"

રાજકન્યા નમ્રતાથી બોલી "પિતાજી! મેં સ્વયંવરના અધિકારનો યત્કિંચિત પણ દુરૂપયોગ કર્યો નથી. એ કોણ છે તે આપ જાણતા નથી, માટે મારાપર રાગ કરો છો. મેં જે કંઇ કર્યું છે તે દીર્ઘ વિચારપૂર્વક કર્યું છે એવી આપની ટુંક વખતમાંજ ખાત્રી થશે."

કન્યાનું આ વચન શ્રવણ કરતાંજ રાજા અધિકજ ઘોંટાળામાં પડયો. એ કોણ? એને મેં ઓળખ્યો નહીં અને મારી છોકરીએ ઓળખ્યો એ કેમ? છેલ્લે રાજાએ તેની દાસીને સરલ પ્રશ્ન પુછયો કે "આ મારો ભાવી જામાત કોણ છે?" ત્યારે દાસીએ "ઉજ્જયની—નગરીના વિક્રમાદિત્ય મહારાજ" એવો ટુંકમાં જવાબ વાળ્યો. આ તેનું વચન સાંભળ્યું કે બધાએ તો જીભ કરડી. સર્વેની દૃષ્ટિ વિક્રમ તરફ લાગી. વિક્રમાદિત્ય અને આમ એક તરફ બેઠેલો કેમ? અને બીજા કોઇને ખબર નથી ને રાજકન્યાએ તેને કેમ ઓળખ્યો? એવા નાના વિધ સવાલો પરસ્પર પુછાવા લાગ્યા. વિક્રમ પાસેજ બેઠેલા ઘાંચીને તે કોણ છે એ કળતાં તેની શું અવસ્થા થઇ હશે એની વાચકોએજ કલ્પના કરવી!

રાજાએ પોતાની કન્યાને "તું એ વિક્રમાદિત્ય છે એમ કેમ ઓળખી શકી?" એવો પ્રશ્ન પુછયો. રાજાનો આ પ્રશ્ન સાંભળી રાજકન્યાએ પોતાની દાસી તરફ જોયું; કે તે ચતુર દાસીએ પોતા તરફ જોવાનો હેતુ સમજી, રાજા વિક્રમનું સ્નાનવાપીપરનું આગમન, ત્યાં ગાયેલું તેનું દીપક રાગમાંનું ગાયન, રાજકન્યાની ને તેની પુર્નભેટ અને રાજકન્યાએ જુક્તી પ્રજુક્તીથી કેવી રીતે તેનો પત્તો મેળવ્યો વીગેરે સર્વે હકિકત ટૂંકમાં કહી સંભળાવી. દીપક રાગ ગાવામાં વિક્રમરાજા એકકો હતો એ વાત રાજાએ સાંભળ્યું હતુંજ, તેથી દાસીના કહેવાપર તેનો વિશ્વાસ બેઠો એમાં શું નવાઈ? તેના ઉત્તરથી તેઓનું સમાધાન થયું; પરંતુ આમ ગુપ્ત વેષમાં એ કેમ રહ્યો એ પ્રશ્નનું તેઓ નિરાકરણ મેળવી શક્યા નહીં. આ પ્રશ્નનો જવાબ રાજકન્યા પણ આપી શકી નહીં; કારણ "કાંઇ કઠણ પ્રસંગ—આવવાથી આ માર્ગ સ્વીકારવો પડયો છે" એ શીવાય વીક્રમે તેને બીજું કંઇ કહ્યું હતું નહીં. તેથી રાજાએ બારોબાર વિક્રમનેજ એ સવાલ પુછયો. હું એકલો કેમ નીકળી આવ્યો એનું કારણ યોગ્ય સમયે સમજાશે, એમ કહી હું રાજદ્વારી પાસે આવ્યા બાદ મારાપર ચોરીનો આરોપ કેમ આવ્યો અને રાજદંડ કેમ થયો. પછી ઘાંચીએ તે સંકટમાંથી કેમ

ઉગાર્ગો વગેરે કહી રાજકન્યા પ્રાપ્ત થયા પહેલાં આ વાત પ્રસિદ્ધ થવે મારા આશ્રયદાતાપર પણ આપનો કોપ થશે એવી બીકથી આમ ગુપ્ત રેહેવું પડ્યું, એમ વિક્રમે રાજાને કહ્યું. આ સર્વ બીના સાભળી પોતાથી વિક્રમને શિક્ષા થઇ હતી તે મોટો અપરાધ થયો હતો તે માટે ખેદ પ્રદર્શિત કરીને રાજાએ તેની ક્ષમા માગી. વિક્રમ તેનો અપરાધ ભુલી ગયો. રાજકન્યાની બાહોશતા માટે અને યોગ્ય પતિની ચુંટણી માટે તેની સર્વત્ર વાહવા થઇ. એ પ્રકારે આ સ્વયંવર વિધી અત્યાનંદમાં પાર પડયો.

પછી વિક્રમનું રાજકન્યા સાથે ઠાઠથી લગ્ન થયું. એકત્ર થયલા રાજપુત્રોને પણ રાજાએ આ સમારંભ માટે રોક્યા હતા. તેઓએ ખુશીથી વા નામર્જીથી પણ રાજાના શબ્દને માન આપી આ વિવાહ પ્રસંગને શોભા આપી. વિવિધ કળામાં પ્રવીણ લોકોની તેઓની કળામાં પરીક્ષા—થવા લાગી. આ પ્રસંગથી ચીનની રાજધાનીમાં સર્વત્ર આનંદ, આનંદ ફેલાઇ રહ્યો હતો. સર્વેનું યોગ્ય માન રાખવામાં આવતું હતું અને સંભાવના કરવામાં આવતી હતી, તેથી કોઇ નાખુશ માલમ પડતું હતું નહીં. પણ—

## પ્રકરણ ૯ મું.

### જાદુગર.

સ્વયંવરને નિમિત્તે પોતાનો કંઇ શાયજો કરી લેવા માટે રાજનગરમા આવેલા ગવૈયા, નર્તક, ગારોડી, જાદુગર વગેરે જુદા જુદા લોકોની કલાનું પ્રદર્શન રજવાડામાં શરૂ થયું. દરરોજ કંઇના કંઇ ખેલ ચાલુજ હોય. આજે વિવાહ થઇને એ ત્રણ દિવસ થયા હતા. આજે એક નવીન આવેલા જાદુગરના અદ્ભુત ખેલ થવાનું નક્કી થયું હતું. સર્વ સભાજન આજનો એ અપૂર્વ ખેલ જોવા માટે એકઠા થયા હતા. જાદુગર પણ પોતાના ચેલા-સહ રાજાની વાટ જોતો હતો. રાજા આવતાંવાર બધા લોકોને એકઠા થયલા જોઇ રાજાએ ખેલની શરૂઆત કરવાની આજ્ઞા આપી. તત્ક્ષણે જાદુગરે પોતાના સામર્થ્યથી પોતાના ચેલાને હવામાં ઉરાડયો, તેને અદ્ધર ચલાવ્યો અને અનેક અદ્ભુત ખેલ કરી બતાવી લોકોનાં મન હરણ કરી લીધાં. બધા એક મુખે તેનાં કામની તારીફ કરવા લાગ્યા. એના સરખો એક પણ જાદુગર

પોતાના જોવામાં કદિપણ આવ્યો ન હોવાનું દરેક જણ કહેવા લાગ્યા. તે પોતાના બીજા ખેલો કરે તે પહેલાંજ રાજાએ ત્હેને કહ્યું કે " ત્હારો સારામાં સારો ખેલ હોય તે કરી બતાવ. " એવી આજ્ઞા મળતાંજ કરી બતાવું એમ કહી પોતાના ચેલાને ' બેટા મદારી ' કરીને હાંક મારી. ચેલો પાસે આવ્યો કે, ' મુડદેકા પેટારા લાવ ! ' એવો હુકમ કર્યો, પછી જમીનપર એક કાળું વસ્ત્ર પાથરી તે ઉપર મુડદું કાઢી મૂક્યું અને રાજા પ્રતિ બોલ્યો—' સરકાર ! આપકે હુકમકા યે બંદા તાબેદાર આપ એક અજબ ખેલ બતાતા હૈ, આપ ખ્યાલ દેકે દેખિયે. યે એક આદમિકા મુડદા હે. મેં ઇસકુ ચાહે વો જાનવર બનાતા હું, યા ઇસકૂ જીંદા કરકે ઇસકે મુએ શેર બનાકે આપકૂં દિખાવુંગા, ઔર ફિર આપ ફર્માન કરંગે તો ઇસકૂં જીંદા બનાકર આપસે મુલ્વાતા હું. "

રાજાએ ઠીક છે કહી ડોક હલાવી કે પેલો પોતાને કામે લાગ્યો.

જાદુગર પાસેનું તે પ્રેત જોતાંજ વિક્રમનો ચહેરો ફિક્કો પડયો, આંખ્યો લાલ થઇ. તેણે ચટદઇ વાંસે વળી પાસેજ બેઠેલી રાજકન્યાના કાનમાં કંઇ કહ્યું. તેપણ તુરત પોતાની જગાપરથી ઉઠી તેના પગ આગળ જમીન ઉપર બેઠી.

જાદુગરે પોતાના ચેલાને હાંક મારી. તે પાસે આવીને ઉભો રહ્યો, એટલે તેણે ઝોળીમાંએ એક હાડકાની કાંડી કાઢીને પોતાના હાથમાંના લોખંડના અને પિતલના કાંકણુપર મારીને જમીનપરની ચપટીભર ધુળ લઇ અને મોઢેથી કંઇ મંત્ર ભણી પ્રેતને ફરતે ફેરવી અને ચારે બાજૂ ધુળ ફેંકી પછી ચેલાને તે કાંડી આપી તેને તે પ્રેતપર બેસવા કહ્યું અને પછી બન્નેએ કંઇ બબડવા માંડયુ. ચેલાએ મંતરેલી કાંડી પ્રેતપર ફેરવી અને તેને એક છેડે અને મુખે સ્પર્શ કર્યો. એટલે તે પ્રેત હાલવા લાગ્યું. ત્યારે તે પ્રેતપરથી ઉતરી આઘે ઉભો રહ્યો. જાદુગરે પાછું બબડવા શરૂઆત કીધી અને ચપટીભર માટોડી તે પ્રેતપર નાંખીને " બેટા શેર બનજા ! " એવી તેને આજ્ઞા કીધી. તેની આજ્ઞા થઇ કે તે પ્રેતને ઠેકાણે એક મોટો વાઘ દેખાવા લાગ્યો. વાઘના શરીરપર ચેલાએ હાથ ફેરવ્યો અને ગુરૂના કહેવા મુજબ ' બેટા અપને દુશ્મનકો ખા જા ! " એવો હુકમ ફરમાવ્યો. તુરત વાઘે વિક્રમનાપર તલપ મારી. બધા પ્રેક્ષક ઘભરાઇ ગયા પણ વિક્રમ પોતાને સ્થાને પુતળાંની માફક સ્વસ્થ બેઠો હતો. રાજકન્યા આંખની પાંપણ પણ ન હલાવતાં જાદુગરના વાઘ તરફ ટક લગાવીને

જોતી હતી. તે ઘભરાઇ નહિ તેમ પોતાની જગાપરથી ઉઠી નહિ. વાઘની તલપ વિક્રમપર પડે છે એટલામાં તેણે પોતાના હાથમાં રાખેલી માટોડી તેના અંગપર નાંખી " અપને માલિકકો ખા ડાલ ! " એમ કહ્યું. ક્ષણનો પણ વિલંબ ન કરતાં વાઘે પાછો ફરી જાદુગરના ચેલાને ખાઇ નાંખ્યો, અને પૂર્વવત્ તે માનવદેહ ધારી પ્રેત થઇ પડયો. જાદુગર પોતાને સ્થાનેજ, આ જોઇ નિશ્ચેષ્ટ પડયો. આ શો ચમત્કાર છે તે કોઇપણ પ્રેક્ષકમાંથી જાણી શકયું નહિ. પ્રેતનો વાઘ કેમ થયો, તેણે શત્રુને મારી નાંખ કહ્યું કે વિક્રમપર ઝડપ કેમ મારી, તેનું અને વિક્રમનું શત્રુત્વ કયાંથી, ધણીને મારી નાંખવાની રાજકન્યાની આજ્ઞા તેણે કેમ માની ? અને ચેલાનો પ્રાણ કેમ લીધો, અને એ બધુ થોડી વખતમાં કેમ થયું, એમાંનું કંઇ પણ ન જણાવાથી લોકો ગાંડા જેવા બની એક મેક મ્હામે ટગર ટગર જોવા લાગ્યા. સર્વ સભા આશ્ચર્યથી ચિત્ર જેવી સ્તબ્ધ બની ગઇ. થોડીવારે અવસાન આણીને જાદુગર ઉઠયો, અને રાજકન્યા અને વિક્રમના ચરણમાં મસ્તક નમાવી તેમની દયા ચહાવા લાગ્યો. પ્રિય વાચકો ! એ જાદુગર કોણ તે આપે જાણ્યું હશેજ. તેણે પોતાનો વેશ તદ્દન બે માલૂમ રીતે બદલી નાંખ્યો હતો; અને તેથી વિક્રમ સુદ્ધાં તેને પ્રથમ ઓળખી શકયો નહિ. પરંતુ પ્રેત જોતાંવાર તેણે તેને ઓળખ્યુ અને આ જાદુગર આપણો શત્રુ યોગીજ હોવો જોઇએ એ ત્હેના સહજ ધ્યાનમાં આવ્યું, અને રાજકન્યાને વરવાનો તેનો પ્રધાન હેતુ આજે સફળ થયો. વીરોત્તંસ પંચત્વ પામ્યો અને યોગી હતવીર્ય થઇને શરણ આવેલો જોઇ બધાંને અતિ આનન્દ થયો.

યોગીએ ક્ષમા માગેલી જોઇ, રાજકન્યા તે પ્રતિ બોલી " બાબા ! ત્હારાપર દયા કરવી શકય છે વારૂ ? ત્હારાપર દયા કરવી એટલે ત્હને પાછાં દુષ્કર્મ કરવા સંધિ આપવા બરાબર છે. હું કદાપી તેમ કરીશ નહિ ! ત્હને હમણાંજ માર્યો હોત, પણ સઘસ્થિતિમાં જો ત્હને મારૂં તો ત્હારી વેર લેવાની બુદ્ધિ કાયમ રહેશે અને જીવતાં ત્હને સાધ્યું નહિ માટે તું પિશાચ યોની થઇને વિક્રમાદિત્ય રાજાને છળીશ. તેથી સાધારણ રીત્યે ત્હને મરણ આવે ત્યાં સુધી ગાંડા જેવો નિર્બુદ્ધ સ્થિતિમાં રહી તું પૃથ્વીતલપર સંચાર કરતો રહે એટલે તું મરીશ ત્યારે ત્હને કોઇપણ જાતની વાસના રહેશે નહિ. જા, નિર્બુદ્ધ સ્થિતિમાં ફર એ૦/ ત્હને મ્હારો શાપ છે ! "

યોગી રાજકન્યાને વન્દન કરીને તેનો શાપ ભોગવવા માટે જવા

નિકળ્યો. એટલામાં વિક્રમે ત્હેને થોભવા કહ્યું અને રાજાપ્રતિ બોલ્યો.—"મહારાજ ! આ યોગી વીરોત્તંસ પ્રધાનને સહાય્ય કરવા માટે મારો નાશ કરવા પ્રવૃત્ત થયો હતો. એકવાર હું એના તડાકામાં સપડાયો હતો, ત્યારે એણે મ્હને પોતાના સામર્થ્યથી શ્વાન બનાવ્યો હતો, મ્હારો તે સ્થિતિમાંથી જ્યોતિષી વરાહમિહિરે છૂટકો કીધો. તેમના કહેવાપરથી આપની રાજકન્યાના સ્વયંવરની મ્હને અગાઉથી ખબર પડી અને આપના નિમંત્રણની વાટ ન જોતાં હું અહીં આવવા નિકળ્યો. આ યોગીને હતવીર્ય કરીને તેનાથી મારૂં સંરક્ષણ કરવાની આપની કન્યા શિવાય કોઇનામાં શક્તિ નથી એવું તેણે કહ્યાથી મ્હારે અહીં આવ્યા વગર બીજો કોઇ ઉપાયજ નહોતો. આ યોગીથી મ્હારો બચાવ કરવા માટે મેં મ્હારા આખા રાજ્યનો કારભાર મંત્રી મંડળપર નાંખીને હું યાં આવનાર છું એ વાત ગુપ્ત રાખી. હું યાં આવવા નિકળ્યો. યાં આવ્યા પછીની બીના આપને જણાવી દિધી છે. પરંતુ મ્હારી અહીં આવવાની યુક્તિ ગુપ્ત રહી નથી એમ દેખાય છે આ યોગીએ તે જાણેલી હોવી જોઇએ. તે વગર આજનો પ્રસંગ આણી શકતે નહિ. મ્હારો નાશ કરવામાં એ વીરોત્તંસને મદદ કરવામાં કેમ તૈયાર થયો એનું કારણ સ્હમજાતું નથી. માટે એ નિર્બુદ્ધ થાય તે પહેલાં એને બધી વાતો પૂછી લીધી જોઇએ, એટલે યોગ્ય ખુલાસો થઇને મનનું સમાધાન થશે.

વિક્રમની ઇચ્છા જાણી લઇ રાજકન્યાએ તેને એ પ્રશ્ન પૂછયો. ત્યારે તેણે પોતાની હકીકત કહેવા શરૂઆત કીધી. તે બોલ્યો—'મહારાજ ! અને સભાજનો ! મારૂં ચરિત્ર વિચિત્ર હોવાથી આપને તે મનોરંજક લાગશે, અને તેનાથી થોડો ઘણો બોધ પણ થશેજ. તેથી આપ એકાગ્ર ચિત્તે સાંભળો. મ્હારા ચેલા તરીકે આવેલો ગૃહસ્થ આ વિક્રમાદિત્ય મહારાજનો માજી પ્રધાન વીરોત્તંસ હતો. તેની પહેલાં મ્હારો પિતા એજ સ્થાનપર હતો, તેનું નામ નરોત્તમ. તે જેટલો ડાહ્યો હતો, તેટલોજ સાત્વિક પણ હતો, હું તેનો છોકરો ખરો પણ મ્હારામાં ત્હેના સાત્વિક ગુણનો તદ્દન અભાવ હતો. હું ઉમરમાં આવ્યો પછી મારો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી પિતાની આજ્ઞા મુજબ આર્યાવર્તમાં પ્રવાસ કરવા માટે નિકળ્યો. એ પ્રવાસથી હું ચાર દેશો જોઇશ અને તેથી મ્હારા જ્ઞાનમાં પ્રત્યક્ષ જ્ઞાનની ભર પડશે એવી મારા પિતાની ઇચ્છા હતી. એવી મ્હારી પણ ઇચ્છા હતી. પણ એટલીજ નહોતી. મ્હારા મનમાં પ્રધાનપદ કરતાં રાજપદ મળે તો ઉત્તમ, એવી મહ-

ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ. આ પ્રવાસનું નક્કી થયા પછી તેને પાંખ ફૂટયા અને આ મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા માટે માર્ગમાં કંઇ માર્ગ મળે તો જોવો એવો પણ મ્હારા મનનો ઉદ્દેશ હતો- મહત્વાકાંક્ષા વગર કોઇ પણ માણસથી કંઇ પણ મોટું અને મહત્વનું કામ થઇ શકતું નથી. એટલા માટે મહત્વાકાંક્ષા અવશ્ય છે. તેના વગર મનુષ્ય વ્યર્થજીવિત છે. ઇતિહાસ ઉઘાડી જોઇશું તો આપણને મહત્વાકાંક્ષાનું મહત્વ સ્પષ્ટ દેખાઇ આવશે. ઇતિહાસમાંનાં મોટાં માણસનાં ચરિત્રો તપાસશું તો તેના મૂળમાં દરેકની કૃતિમાં આપણને મહત્વાકાંક્ષાજ દેખાશે. પરંતુ એવી મહત્વાકાંક્ષા હદપાર ન હોવી જોઇએ નહિં; તો તેથી ફાયદાને બદલે નુકસાનજ થવાનું. પરંતુ મારી મહત્વાકાંક્ષાએ પોતાનો પરીધ છોડયો હતો અને તેનો ઓઘ નીચ સ્વાર્થ તરફ વળ્યો હતો અને તેનું પરિણામ પણ મારે ભોગવવું પડયું.

"ઉત્તર પ્રાંતમાંનો પ્રવાસ પૂરો કરીને હું દક્ષિણ તરફ વળ્યો. ફરતો ફરતો તેલંગ દેશમાં ગયો. આ દેશની રાજધાનીમાં હતો ત્યાં મારી અને તેલંગાધિપતિની ભેટ થવાનો સુયોગ થયો. ત્યાં હતો ત્યારે વિક્રમાદિત્ય માટે તેના મનમાં અસૂયાગ્નિ બળતો હોવાનું મ્હારા સાંભળવામાં આવ્યું. તેનો દ્વેષ મ્હારી મહત્વાકાંક્ષાને મદદગાર થશે એમ મને લાગ્યું. ધીમે ધીમે મેં તે રાજા સાથે મૈત્રી કરવા માંડી. મારો મનોદય જાણી મારાં સહાય્યનું મહત્વ ઓળખી તેલંગાધિપતિએ મારી સાથે મસલત શરૂ કીધી. કિયા પણ રાજ્યને તેના બહારના શત્રુ કરતાં રાજ્યની અંદરનો શત્રુજ વધારે અપાયકારક થઇ પડે છે. વિક્રમને બહારથી ત્રાસ દેવાનું તેલંગાધિપતિએ શરૂ કર્યું અને મેં માંહેથી ફિતુર કરીને તેના રાજ્યનો પાયો તોડવાનું માથે લીધું. તેલંગાધિપતિ મિત્ર રાજાઓને પોતાના પક્ષમાં લેવાના અને પોતાનું બળ વધારવાના ઉદ્યોગે લાગ્યો, અને આણીમેર હું રામેશ્વરનાં દર્શન કરી પાછો ઉજ્જયની તરફ ફર્યો.

"આ કટથી વિક્રમને પાદાક્રાંત કરીને સાર્વભૌમ થવાનો તેલંગાધિપતિનો ઉદ્દેશ હતો અને તેમાં ત્હેને મારી મદદ જોઇતી હતી. પરંતુ એકવાર વિક્રમનો નાશ થયો એટલે એ કટવાળા રાજાઓમાં કલહ કરાવી, તેલંગાધિપતિને હરાવવો અને રાજપદ લઇ લેવું; એવો મારો ઉદ્દેશ હતો. કટમાં સામેલ થઇને કાંટાવતી કાંટો કાઢીને એક રાજમાં વૈર ઉત્પન્ન કરવું અને લાભનો હિસ્સો પોતે પકવી ખાવો એવો મારો અંતસ્થ વિચાર હતો.

ઉજ્જયની આવ્યા પછી મેં મારા ભાવિ અભ્યુદયની ખટપટની શરૂઆત કીધી અને મ્હને યશ મળશે એવો સંભવ દેખાવા લાગ્યો તેમ તેમ મ્હારી દુષ્ટ મહત્વાકાંક્ષાનાં મૂળિયાં પણ ઉંડાં ઉંડાં જઇ દૃઢ થવા લાગ્યાં; પરંતુ ઇશ્વરી સંકેત કંઇ જૂદોજ હતો ! આવી કુટિલ નીતિથી મ્હારો અભ્યુદય થવાનું મ્હારે લલાટે લખાયું ન્હોતું. મ્હારૂં ફિતુરીનું કામ પૂર્ણાવસ્થાને પહોંચે તે પહેલાંજ તેની ખબર રાજાને પડી ગઇ. રાજા બધાને સુખી દેખાય છે, અને લોકો પણ તેમજ કહે છે, પણ રાજાનું સુખ રાજાનેજ ખબર ! રાજપદપર બેસવું એ સિંહની પીઠપર બેસવા બરાબર છે. લોકો ધારે છે કે, એ સિંહપર બેઠો છે એટલે એને કોઈ જાતનું ભય રાખવાનું કારણ નથી; પરંતુ જે સિંહ બીજાના મનને સુખનું કારણ દેખાય છે તેજ સિંહ પીઠપર બેસનારના નાશ માટે ક્યારે ઉદ્યુક્ત થશે તેનો નિયમ નથી. સિંહનાપર બેસનારને હંમેશ મૃત્યુ મુખમાંજ વાસો કરવો પડે છે. ત્હેને સર્વદા જાગૃત રહેવું પડે છે. સિંહાસનસ્થ રાજાની પણ એવીજ સ્થિતિ છે. આ વાત પ્રજાનું હિત સાધીને નૃપતિપદ સાર્થ કરીને ઇહપરલોક સાધનારા ખરા રાજાની છે. પ્રજાભક્ષક રાજાની વાત જૂદી છે. તેઓ તો પ્રજાપીડન કરીને પણ સુખે ઘોરતા પડી રહી શકે છે; પરંતુ એવી સ્થિતિ ઘણીવાર ટકતી નથી. શિશુપાળની માફક તેમના સો અપરાધ પુરા થયા કે તેમને માટે કૃષ્ણ પેદા થાય છે; પરંતુ વિક્રમરાજા એ કોટિમાંનો નહોતો. તે સદા જાગૃત રહેતો. મ્હારાં કૃષ્ણદ્વારસ્થાનનો એને પત્તો લાગ્યો એ ઠીકજ થયું. તેણે મ્હારી ચોકસી કીધી ને યોગ્ય ન્યાય આપ્યો. મ્હારા અપરાધ માટે દેહાંતનીજ શિક્ષા યોગ્ય હતી; પરંતુ મ્હારા વડિલ તરફ જોઇ મને દેહાંત શિક્ષા ન ફરમાવતાં હદપાર કરવામાં આવ્યો.

થયલી વાતે મ્હને ડહાપણ શીખવ્યું. કૃતકર્મ માટે મને ખેદ થયો. મારી આંખો ઉઘડી. આજ સુધી દુષ્ટ કર્મો કરવામાં આયુષ્ય વીતાડવા માટે પશ્ચાત્તાપ થયો હશે, થયું તે થયું. હવે તોયે આ દેહનું સાર્થક કરવું એવો નિશ્ચય કરીને હું હિમાલયમાંના ગિરિકંદરમાં ગુરૂની શોધ માટે ફરવા લાગ્યો. કંઇક પૂર્વાર્જીત પુણ્ય સંચયથી મ્હારે બહુ ભટકવું ન પડ્યું. અને એક મહાત્મા ગુરૂની પ્રાપ્તિ થઇ. તેની આગળ મેં મારાં ચરિત્રનો પાઠ વાંચી સંભળાવ્યો, અને મારો મનોદય તેને જણાવ્યો. તેણે પણ મ્હારી સ્થિતિ જોઇને કંઇપણ વાંધો લીધા વગર મ્હને પોતાનાં કૃપાછત્ર તળે લીધો. તેની અનુશાસન પદ્ધતિએ અને તેનાપર પૂર્ણ વિશ્વાસ રાખીને મેં

યોગાભ્યાસ શરૂ કર્યો. ગુરૂના કૃપાપ્રસાદથી મને યોગાભ્યાસ સાધ્ય થવા લાગ્યો; પરંતુ દરેક કામમાં વિઘ્નો હોવાનાંજ! વિઘ્નોને નહીં માનતાં જે કાર્ય સિદ્ધિ કરે છે તેજ ખરો માણુસ, મ્હારૂં પાપ આડે આવ્યું. યોગાભ્યાસનું અંતિમ સાધ્ય જે મોક્ષ, તેથી હું ભ્રષ્ટ થઇ, મધ્યાંતરે પ્રાપ્ત થવાની સિદ્ધિને હું તાબે થયો, તે વખતે મ્હને તેનું કૌતુક લાગ્યું; પરંતુ મ્હારા ગુરૂરાજને હું માર્ગચ્યુત થવાનું સમજાઇ આવ્યું. તેણે મારી આંખમાં અંજન નાંખીને મારો ભ્રમ દુર કર્યો. તેમના ચરણપર મસ્તક મૂકીને મેં તેમનું અભય માગ્યું. ગુરૂજીના ગંગોદક જેવાં નિર્મળ મને મને અભય આપ્યું; પરંતુ મારૂં થયેલું મન શુદ્ધ થવા માટે ભારતવર્ષમાં ફરીને બારે જ્યોતિર્લિંગનું દર્શન કરવાની મ્હને આજ્ઞા કીધી. ફરતો ફરતો મહાકાલેશ્વરનું દર્શન કરવા હું ઉજ્જયની આવ્યો. મારા વિરહથી દુઃખથી મારા પિતાનો સ્વર્ગવાસ થવાના મ્હને સમાચાર મળ્યા. ઉજ્જયની આવ્યા પછી ગુરૂની આજ્ઞા હું તદ્દન ભૂલી ગયો અને મ્હારી દૃષ્ટિ મોહથી પાછી અંધ બની ગઇ. વિક્રમાદિત્ય માટેનો મ્હારો દ્વેષ પાછો પ્રજ્વલિત થયો. પ્રાપ્ત થયેલી સિદ્ધિથી મારા અંગમાં જે શક્તિ આવી હતી, તે શક્તિવડે, તેનો દુરૂપયોગ કરીને વેર લેવાની મારી ઇચ્છા થઇ. રાજાનો નાશ કીધો જોઇએ એવા વિચારથી ગુરૂ પાસે પાછા જવાનો વિચાર મેં માંડી વાળ્યો. જેવુ નસીબમાં હોય તેવુંજ થાય છે. મારા આ દેહનું પુણ્યાચરણથી સાર્થક થવું એવું વિધિલિખિતજ નહોતું! એ દુષ્ટ વિચારે હું ક્ષિપ્રાના તીરપર રાજાના નાશનો વિચાર કરતો બેઠો હતો. રાજાને મેં એક ક્ષણવારમાં નિજ ધામે પહોંચાડયો હોત; પરંતુ તેમ મારવાથી મારા મનનું સમાધાન થાય એમ નહોતું. મ્હારા મનમાં તેને શરણ લાવીને આપણો અંકિત કરી લઈ; આખા જનમનું તેનું પાણી ઉતારી નાંખવાનું હતું. શિવાય, એમ કરવામાં આપણું અંગ છે એ કોઇના લક્ષ્યમાં ન આવવા દેતાં સર્વ દોષનું ખાપરૂં બીજાજ કોઇના શિરપર ફુટે એમ કરવાનું હતું. અને એવી રીતે મ્હારૂં કાર્ય પાર પાડવાના વિચારમાં હતોઃ અને તેને માટે એક સુન્દર યુક્તિની શોધમાં હતો. એટલામાં હમણાંજ વ્યાઘ્રમુખે પડેલા પ્રધાન વીરોત્તંસ સાથે મારો ભેટો થયો. તેનો અને મારો ઉદ્દેશ એકજ હોવાથીજ જાણે કે મેં તેનાપર ઉપકાર કરવાનું સ્વીકારી લીધું. તેના એકના એક છોકરાનો દેવિને બલિ અપાવીને રાજાના ખોલીયામાં નાંખવાનો મારો વિચાર હતો. તે વાત વિક્રમે જાણી લઇ મારી પર્ણકુટિ પાસે આવ્યો, ત્યારે મેં તેને કુત્રો બનાવ્યો; પરંતુ મારૂં કાર્ય પાર પડે તે પહેલાંજ વિક્રમનો જોશી મ્હારૂં કામ ફસાવી

નાંખી વિક્રમને ન્હસાડી લઇ ગયો, અને તેને પૂર્વ સ્વરૂપ આપ્યું. મ્હને તેમની એ કૃતિની જરાયે ખબર ન હોવાથી આ વખતે વિક્રમનો છુટકો થયો. તથાપિ અમે અમારો ઉદ્યોગ છોડયો નહિ. વિક્રમના પુણ્યપ્રભાવથી મારાં સામર્થ્યનો તેનાપર થવો જોઇએ તેવો જલદી પ્રયોગ થઇ શકતો નહિ; પરંતુ તેનો નાશ કર્યા વગર રહેવુંજ નહિ, એ અમારો નિશ્ચય કાયમ હતો. અમે પણ પાછા તેને તડાકામાં લાવવાની ખટપટ કરવા લાગ્યા; પરંતુ વરાહમિહિરના કહેવાથી વિક્રમ આપની રાજધાની તરફ આવવા નીકળેલો હોવાનું અમને કેટલા દિવસ જણાયું નહિ, અને તે મારી પહોંચની બ્હાર રહ્યો હોવાથી મારી ક્રિયાનો કંઇ પરિણામ થયો નહિ. વિક્રમ અમારા તાબામાં આવવાનું કશુંયે ચિન્હ દેખાયું નહિ ત્યારે અમને વહેમ પડયો કે નક્કી એ કોઇ દૂર દેશમાં પસાર થયો: અને તેથી અમે તેની તપાસ કીધી ત્યારે ખબર પડયુ કે આપની કન્યાની સહાયથી તે મ્હારૂં પારિપત્ય કરનાર છે. તુરત મેં તેના માર્ગમાં વિઘ્ન આણવા માટે પ્રયત્ન કીધો; અને કપટ વેશમાં આવીને આપની કન્યા તરફથી મ્હારો નાશ થાય તે પહેલાં વિક્રમનો નાશ કરવા માટે હું ગારોડીને વેષે વીરોત્તંસને અને તેના છોકરાના પ્રેતને લઇ હું યાં આવ્યો. મ્હારા પ્રયત્નથી વિક્રમનાપર ચોરીનો આરોપ આવીને તેના પ્રાણુપરની પાળી પણ આવી હતી; પરંતુ તેની પુણ્યાઇથી કહો અને મારાં પાપથી કહો, તે તેમાંથી પણ બચ્યો અને આપની કન્યા પણ પ્રાપ્ત થઇ, ત્યારે મારા ટાંટીયા ઢીલા થયા. તથાપિ છેલ્લો ઉપાય કરવાનું ઠરાવી આપની આગળ પ્રેતને વ્યાઘ્રનુ રૂપ આપીને તેની માર્ફત વિક્રમનો નાશ કરવાનો મેં પ્રયત્ન કીધો.

" મ્હારૂં ચરિત્ર પુરૂં થયું. ગધેડાંને ગમે તેટલો ધોશો તો પણ તે કદિ ઘોડો થતો નથી; તે ગધેડોજ રહે છે; તે પ્રમાણે મેં ગમે તેટલો પ્રયત્ન કર્યો તોપણ મારૂં મન શુદ્ધ થઇ શકયું નહિ, અને મને હવે આવી રીતે મરણ પ્રાપ્ત થનાર છે! દુષ્ટોનો અંત એવોજ થવાનો !! હશે **गतंनशोच्यं** એમ જન્મનું કાર્ય થયું. માનવદેહ ધારણ કરવામાં મારે હાથે કંઇજ સાર્થક થયું નહિ. પણ હવે શોક કરવામાં શું ફળ! ઘર બળી ગયા પછી પાણીનો શો ઉપયોગ! હવે હું ઇશ્વરની પ્રાર્થના કરી શકનાર નથી માટે હે વિક્રમરાજ! આપને અને આપની પત્નીને તેમજ ઇશ્વરને આખેરની પ્રાર્થના કરૂં છું. આપ મ્હારા સઘળા અપરાધોની ક્ષમા કરીને આવતે જન્મે મ્હારાથી આવાં દુષ્ટ કર્મો ન થાય એટલા માટે ઇશ્વરની પ્રાર્થના કરો! "

એમ કહી તે રડવા લાગ્યો. રાજકન્યાને અને વિક્રમને તેની દયા આવી.

તેનું ચરિત્ર સાંભળીને આખી સભાને પણ દયા આવી. પરંતુ રાજકન્યાએ યોગીને કહ્યું. "બા ! મ્હારો શ્રાપ ભોગવવામાંજ તારૂં કલ્યાણ છે. તારે હાથે પાપ થયું હશે તેમ પુણ્ય થયું હશે. તારાપર તારા ગુરૂનો અનુગ્રહ હોવાથી તેની કૃપાથા અને મારા શ્રાપથી તારૂં મરણ અંતે નિર્વાસનામય થનારૂં હોથી તને પુનર્જન્મના ફેરામાં પડવું પડશે નહિ; શિવાય આ મારા શ્રાપથી પ્રાપ્ત થનારી સ્થિતિમાં ત્હને ઘણો વખત રહેવું પડનાર નથી. એક વર્ષની અંદરજ તારૂં મૃત્યુ થઇ તું દેહમુક્ત થઇશ. ત્યાં સુધી તું પિતાજી પાસેજ રહે. તે તારી સંભાળ લેશે અને તારા બુરા હાલ થવા દેશે નહિ.

રાજકન્યાના શાપ પ્રમાણે યોગી નિર્બુદ્ધ સ્થિતિમાં રહેવા લાગ્યો. રાજકન્યાની ઇચ્છા પ્રમાણે તેના પિતાએ તેનું છેવટ સુધી પાલન પોષણ કર્યું. યોગીનું વિચિત્ર ચરિત્ર સાંભળીને તટસ્થ સભા વિસર્જીત થઇ !

---

## ઉપસંહાર.

---

વિક્રમનો વિવાહ સમારંભ નિર્વિઘ્નપણે અને ઉત્તમ રીતે પાર પડયો. જાનૈયા પાછા ગયા. વિક્રમ પણ શ્વશુરને ત્યાં આદરાતિથ્યનો યથેચ્છ ઉપભોગ લઇને પોતાની નૂતન પત્નીસહ ઉજ્જયની સુખરૂપ આવી પહોચ્યો.

પોતાના જીવનદાતા ઘાંચીને પણ તેણે પોતા સાથે ઉજ્જયની આણ્યો હતો; કે જેથી તેનો વૃદ્ધાપો સુખમાં જાય. પહેલાં તો ઘાંચીએ પોતાની જન્મભૂમિપરના પ્રેમને લીધે ઉજ્જયની આવવા આનાકાની કીધી, પરંતુ હવે વિક્રમનાપર તેનો પોતાના પુત્ર જેવો સ્નેહ બંધાયલો હોવાથી અને વિક્રમના અતિ આગ્રહથી તેની સાથે આવ્યો; અને પોતાના આયુષ્યના બાકીના દિવસો આનન્દમાં ગુજારવા લાગ્યો !

મધ્યન્તરે યોગને લીધે થયલા અરિષ્ટને લીધે વિક્રમનું પ્રજાપાલનના કાર્યમાં દુર્લક્ષ્ય થયું હતું; પરંતુ તેનો છેવટ અનુકુળજ થવાથી પોતાનાં રાજ્યનું ધુર્યપદ તેણે પાછું સ્વીકારી લઇ પોતાના કાર્યતરફ પૂર્વવત્ લક્ષ્ય આપવા લાગ્યો. જેને લીધે તેને આ સુયોગ પ્રાપ્ત થયો હતો, તે પોતાની નૂતન ભાર્યાસહ તે બીજી રાણીઓ સાથે પોતાનો કાળ આનન્દમાં નિર્ગમન કરવા લાગ્યો. તેના રાજમાં સર્વત્ર આનન્દ વર્તવા લાગ્યો અને દરેક જણ તેની નૂતન પત્નીને ધન્યવાદ આપવા લાગ્યું.

વાચકો પૈકી કેટલાકને આ વાર્તા ફક્ત મનોરંજક લાગશે, જ્યારે કેટલાકને મનોરંજક અને બોધપ્રદ પણ લાગશે, વ્યવહારમાં આપણે જે

વાતો કરીએ છીએ અને જોઇએ છીએ તેમાંની દરેકજ મનોરંજક અને બોધપ્રદ હોય છે, એમ નથી, તેવીજ રીતે આ વાર્તામાંથી બોધ અથવા મનોરંજન મળવું એ સર્વથા વાંચકોની રૂચિપર આધાર રાખે છે. શોધવા જઇએ તો ક્ષુલ્લક બાબતમાંથી પણ બોધ મળે છે.

હમેશ સદ્‌ગુણનો જય અને દુર્ગુણનો ક્ષયજ થવાનો ! દુર્ગુણ ગમે તેટલો દેખાય તો પણ તે ચિરકાલિક હોતો નથી; એવો ઇશ્વર નિયમ છે. સદ્‌ગુણી માણસો આપણને ભલે હાલ દુઃખ ભોગવતાં દેખાય તથાપિ પાંડવો પ્રમાણે ચૌદ વર્ષો વનવાસ ભોગવ્યા પછી " **यतोधर्मस्ततोजय** " એ તત્વ તેમના અનુભવમાં આવશે.

પરોપકારનું પુણ્ય ઘણું મોટું છે. ક્ષુલ્લક માની કોઇપણ પ્રસંગની અવગણના કરવી નહિ. ટીપે ટીપે સરોવર ભરાય એ ન્યાયે ન્હાના ન્હાના પ્રસંગોએ આચરેલા સદ્‌ગુણોથી મનુષ્યનું શીલ અને ચરિત્ર ઘડાય છે. પરોપકાર દરિદ્રાવસ્થામાં પણ કરી શકાય છે એ ઉપદેશ ઘાંચીની કૃતિપરથી મળે છે. ભાવીની આશાએ કાર્ય ગમે તે કરે. વિક્રમ ઓળખીને જો તેણે તેને આશ્રય આપ્યો હતે તો તેમાં લખાણ કરવા જેવું જરાએ નહોતું પરંતુ તેની કંઇપણ માહિતી ન હોવા છતાં પણ નિરપેક્ષ બુદ્ધિથી વિક્રમના પર ઉપકાર કીધા એ માટે તેની પ્રસંસા કોણ ન કરશે ?

ગુણોની પ્રિયતા ગુણીજનોનેજ હોય છે. વિક્રમે પોતાના રાજ્યમાં વિદ્વાનોને આશ્રય આપ્યો હતો, માટેજ તેમાંના એક વરાહમિહિરે તેને ભયંકર સંકટમાંથી પાર પાડયો. વિક્રમ ગુણોનો ભોક્તા હતો અને સ્વતઃ ગુણ સંપન્ન હતો. માટેજ તેને રાજકન્યાની પ્રાપ્તિ થઇને ગોગી સરખા પ્રબલ પ્રતિસ્પર્ધીને ટક્કર આપી શકયો. **स्वदेशे, पुज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते** । એ કહેવતનો તેને અનુભવ આવ્યો. તેની ગાયનકલાજ રાજકન્યાની પ્રાપ્તિ કરી શકી. આ ચરિત્રપરથી આપણને વિદ્યાનું મહત્વ સમજાય છે.

અંતમાં વિક્રમ ચરિત્રમાંની આ વાર્તાનો જેવી રીતે આનન્દમાં છેવટ થયો, તેવીજ રીતે આપણે હાથે પણ સદ્‌ગુણાચરણ કરાવી આપણું ભાવી આયુષ્ય પણ સુખ પરિણામી થાઓ એવી સર્વસાક્ષી જગન્નિયંતાની પ્રાર્થના કરીને વિરમીશું.

(સમાપ્ત.)

